# વલ્લભ નીતિ.

છંદ, છપ્પા, કુંડળિયા, કવિત.

---

બનાવનાર


વ્યાસ વલ્લભરામ સુરજરામ.

અમદાવાદ.



बुकसेलर मनसुखराम रणछोडदास.

સરસ્વતી પુસ્તકાલય.

મુકામ. ડાકોર.






---


શ્રી 'પ્રજાહિતાર્થ મુદ્રાલય' પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ. ડાહ્યાભાઈ
દલપતરામે છાપ્યું. ઠે૦ શાહપુર નવી પોળ—અમદાવાદ.

આવૃત્તિ પાંચમી. પ્રત ૨૨૫૦

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨

કિંમત રૂ. ૧—૦—૦.

# વલ્લભ નીતિ.

છંદ, છપ્પા, કુંડળિયા, કવિત.



બનાવનાર


વ્યાસ વલ્લભરામ સુરજરામ.

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કર્તા.

बुकसेलर मनसुखराम रणछोडदास.

સરસ્વતી પુસ્તકશાળા.

મુકામ. ડાકોર.








શ્રી 'પ્રજાહિતાર્થ મુદ્રાલય' પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ. ડાહ્યાભાઇ દલપતરામે છાપ્યું. ઠે૦ શાહપુર નવી પોળ—અમદાવાદ.

આવૃત્તિ પાંચમી. પ્રત ૨૨૫૦

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧

કિંમત રૂા. ૧—૦—૦.

આ વિગેરે દરેક જાતના પુસ્તકો મળવાનું ઠેકાણું-

बुकसेलर मनसुखराम रणछोडदास.

સરસ્વતી પુસ્તકશાળા.

મુ. ડાકોર.

# પ્રસ્તાવના.

આ પુસ્તકમાં છંદ છપા, કુંડળીયા, કવિત વિગેરે છે. તેથી સંસાર રૂઢી સમજવાનું અથવા વર્તવાનું યોગ્ય જ્ઞાન પ્રાપ્ત થશે. તથા જગતમાં યસ મળી છેવટ મોક્ષ પ્રાપ્ત થશે કારણ કે આ પુસ્તકમાં નીતિ સંબંધી તથા મનને આનંદ ઉપજે તેવી બીનાનું વિવેચન કરવામાં આવ્યું છે.વળી આ ચોપડીને માહીતગાર માણસ કોઇનો ગાંજ્યો જશે નહી તેમ કોઇના હેરામાં આવશે નહી. કેમકે વેદમાં પુરૂષાર્થ સુધારવાનુ જે ચાર પુરૂષાર્થો કહ્યાં છે. તે ચાર પુરૂષાર્થોની નીતીએ વરતવાની બધી બીના છે. ૧) પુરૂ-ષાર્થ. જીગ્નાસા ૨) નીતી. ૩) દયા. ૪) પ્રાક્રમ. આ ચારે પુરૂષાર્થના અર્થ. ૧) જીગ્ના એટલે સર્વ રીતી જાણવી જુઓ સર્વ રીતી જાણીએ તો ચોરીની તથા જાર કર્મની પણ જાણવી જોઇએ, એમ અનીતી થાય જે માટે ૨) પુરૂષાર્થ નીતી કહીછે એટલે નીતિમાં રહીને જે રીત ગણાય તે જાણવી એમ ૨) પુરૂષાર્થની નીતી રાખીએ તો કોઇ માણસ વગર ગુને-ગાર કાંશી ચઢતો હોય ત્યાં નીતી રાખીને જુઠ્ઠુ બોલીયે નહી તો તે બીન ગુને મરે છે તેને છોડાવા પેરવી કરીએ નહી તો તેણે દયા રાખી ગણાય નહી માટે ત્યાં ૩ ) પુરૂષાર્થ દયા રાખવી જુઓ ૩ ) પુરૂષાર્થ દયા રા-ખીએ તો ચોર ચરણાં ચોરી કરવા આવ્યા હોય તે વેળા એમ જાણીએ કે બુમ પાડીશું તો આ ચોર કેદમાં જશે એવિ દયા લાવીએ તો તે તમામ મિલકત લેઇ જાય ને આપણે ભીખ માગતા થઇએ માટેત્યાં૪) પુરૂષાર્થ પ્રાક્રમ કહ્યું છે તે ૪) પુરૂષાર્થ પ્રાક્રમ એટલે ચોર તથા હર કોઇ અનીતીનો ભરેલા પુરૂષ તેને પ્રાક્રમ બતાવવું એટલે તેની નબળી ટેવ ભુલાવી દેવી તેનું પાપ વેદ શાસ્ત્રમાં લખતા નથી એવાં ચાર પ્ર-કારના પુરૂષાર્થની સ્થીતી આ ચોપડીમાં છે, તળી સામા માણસના બોલવા ઉપરથી તથા તેના આચરણ ઉપરથી આ માણસ કેવી ના-તીનું છે તે સ્પષ્ટ જણાઇ આવશે એવી ઘણી ઉપયોગી બાબતોનો આ લઘુ ગ્રંથનો સરવે વિવેકીઓએ લાભ લેવો જરૂર છે.

# अनुक्रमणिका.

નીચના લક્ષણ વિશે.



અતી સર્વ વરજીત વિશે.



કન્યા વકરો કરવા વિશે.



શાંતિ રાખવા વિષે.



દેવા વિષે.



મીઠા માણસ વિષે.



અવળી રીત વીશે.

દેશી ભાષાના કુંડળીયા.



મનહર છંદો.



ત્રોટક કવીત.



છંદા કવીત.



ઇંદ્ર વિજય.



છપો.

ભાંખ્યો છે બહુ બોધ
શોધ કીધો સંસારી
વર્તે કહેલી શીખ
બીક મુકી નરનારી
પુરૂપાર્થનો રીત
વદી છે વેદ પુરાણે
પુસ્તક આખું વાંચીને
ગુણ ગ્રહણ કરજો સહુ
વ્યાસ વલ્લભ વદે શાસ્ત્રથી
સ્ત્રીની નીતી કહું.

# વલ્લભ નીતિ.

## વિનંતી વિષે છપા.

### છપો ૧.

સમરી સારદા માત, વંદુ વેહેવારી;
કવીઓને પરણામ, માફ કરજો ભુલ મ્હારી;
છે વિદ્યાની ખોડ, જોડવાને મન મ્હારૂ.
કબુલ કરજો સર્વ. ગર્વ રૂદે નવ ધારૂ;
કીંકર હુંજ કવિયો તણો, જ્ઞાનીનો ગુલામ છું;
થોડું કહ્યું ઘણું માનજો, બ્રાહ્મણ વલ્લભરામ છું.

### છપો ૨

ગુણી દેશ ગુજરાત, જાત બ્રાહ્મણની મ્હારી;
અમદાવાદ મુકામ, શહેરની શોભા સારી,
રાયપુર જીલ્લામાંય, પખાલીની પોળ મધ્યે
કથા કહું પુરાણ, રહુ છું રૂડી રીધ્યે,
ત્રવાડી મેવાડા વીપ્ર છું, શેવક અક્ષરધામનો;
વ્યાસ વલ્લભ નિજ નામ છે, સુતજ સુરજરામનો.

## મા બાપોને સમજણ.

### છપો ૩

પુત્રીયોને લાડ, લડાવે પીતા જેનો,
ધીક પડયો અવતાર, બગાડે મનખો તેનો;
શીખે જીભનો સ્વાદ, નાદમાં જાદે ફાટે;
કબુદ્ધીની થાય, જાય તે વાંકી વાટે;
છાકે છકે છેક છોકરી, ધારયું કરશે આપનું;
વલ્લભ કહે છે નામ તે, બોળે બેટી બાપનું.

### છપો ૪

નારી સાસરવાસ, શોભતી સહુથી સારી;

વઢી વસે પીહેર, જાણુવી વીભીચારી,
હોય દુખ કે સુખ, સાસરૂ તોપણ સારૂ;
સાસરીયાનું વેણ. સહે ખાટુ ને ખારૂ,
તે તો સંપુતની છોકરી, ખરો ભેદ પરમાણુવો
વલ્લભ કહે ઘેર રાખેશે, તે વીર વંઢળ જાણુવો.

છપો ૫

ધીક જનેતા જેહ, દીકરી વહાલી જાણે;
સાસરીએથી માત, પીહરે પુત્રી આણે;
કરે જમે શું જુહ, બુધ વિના નીજ બાઇ,
સંખણી સરખી તેહ, બમાડયું ખાલી ખાઇ;
કહાડે રળવા માવડી, નીચ પદ્દીમાં ઉતરી,
કહે વલ્લભ માણુસ નહીં, કોહો કરક્ષા કુતરી.

છપો ૬

સાસરવાસથી નાર, પીયરે પૈસો આણે;
તે ચહીને માબાપ, દીકરી વહાલી જાણે,
કરે ઘણું વિખાણુ, દીકરી તું બહુ સારી;
ડહાપણુ વાળી બાળ, ભાગતી ભીડ અમારી,
એટલે છળ કરે છોકરી, સાસરેથી પીહર ભરે;
વ્યાસ કે' સાસરે ન મળે તો છેવટ લુચે કરે.

છપો ૭

કાં પુત્રી કે પુત્ર, ચીજ પરઘરની લાવે;
માત તાત કરી ક્રોધ, ધાક દઇને ધમકાવે,
પાકી પુછાપુછ કરીને ત્રાસ પમાડે;
ડરશાવી બહુ બીક, શીખથી કુમત કાડે;
સુધારે સુધારયું છોકરૂં, બાળ ન સુધરે આપથી,
કહે વલ્લભ કે બાળકો, બગડે છે માબાપથી.

સ્ત્રીના ચરીત્ર વીશે.

છપો ૮

રૂાંડ રડી કરે વાત, પ્રપંચે પાકી પુરી;

ગરીબ ગાત્ર ગણાય, હરામી નહી અધુરી,
નિરમળ બોલે બોલ, જુઠને ઠરવે સાચુ;
માને મુરખ કોય, હોય બુદ્ધીનું કાચુ;
અપલક્ષી અબળા ઘણી, કામની કત કરોડ છે,
કહે વલ્લભ પક્ષજ કરે, તે લુચ્ચો લપોડ છે.

છપો ૯

કરે ચાહ્ય તે નાર, પ્હાડ પરવત પણ પાડે;
આભ લે અવનીમાંય, અવની આકાશ ઉડાડે,
કરે જ્ઞાનીને મુઢ મુઢને જ્ઞાની બનાવે;
નીર મોભના નેવ, નેવના મોભ ચડાવે,
વણ વાતની વારતા કરે, ગપ ઘણેરી ગોઠવે,
વલ્લભ કહે વનીતા સહુ, અણદીઠુ પણ ઓઠવે.

છપો ૧૦

મુમત પકડે નાર, પાર પાડે પાખંડે;
ડોલાવે સંસાર, નાર ના ડોલે પંડે,
જેમ રામનું બાણ વાણ વામાની એવી;
કરતાં કુડુ કરમ, શરમ રાખે નહી તેવી,
મન ધારયું કરે માનની, ભુપ થકી પણ નવ ડરે,
વલ્લભ કહે રહે વશ નહી, બ્રહ્માદીક મથી મરે.

છપો ૧૧

રહે ન રોકી નાર, ભાર હજાર મણ મુકો;
શીખો સઘળાં ચેન, નેનની ચોટ ન ચુકો
લાલચ આપો કાંક, વાંક જુઓ ન લગારે,
તોપણ ન ભોળવાય, કરે મનમાં જે ધારે
ધારયું કર્યા વણ રહે નહી, રહે રોકી તે આપશું,
કહે વ્યાસ મુમત મુકજે, જાય તો સમા બાપશું.

છપો ૧૨

નારી તાણો લાજ, કાજ તે તો બહુ આવે,
મારવી પડદે આંખ, ભલેરી તેને ફાવે,
નીચુ ન્યાળી જાય, કહે જગ તેને સારી
પણ તે પાકી હોય, નરોને નાખે મારી,

જે લલના લુચ્ચી નથી. તે ખુલે શીર ચાલતી
કહે વલ્લભ લજ્જાળુઓ ઘુંઘટમાં ઝર ઘાલતી.

છપો ૧૩

જુઠા બોલી નાર, સ્નેહ તેનો નવ કરીએ,
સોગન ખોટા ખાય, પાય લાગી પરહરીએ,
જો રહીએ વિશ્વાસ, કયાસ કર્યા વણ પકો;
થાય જીવનો નાસ, નકામો લાગે ધકો;
જુઠું બોલે જે જુવતી, તે તણો છંદ છોડીયે;
કહે વલ્લભ તે નારશું, નેન કદી ના માંડીયે.

છપો ૧૪

લાજ વગરની નાર, લડતાં લડતાં નહી ડરતી,
કમબુદ્ધી કમજાત, બહુ મુખ બકવા કરતી;
વદે વધારે વાત, ઘણું ડા'પણ દેખાડે,
જ્હેર વિના જ્હેર બાંધતી, ઝેર ધરે દીલ ડંખણી,
વલ્લભ કહે તે સુંદરી, શુદ્ધ સમજવી શંખણી.

છપો ૧૫

ચતુરાનું ચરીત્ર, પવીત્ર જન તે શું જાણે,
કપટ ન શીખ્યો હોય, પ્રપંચે શા પરમાણે;
શેલડી નરખી ન હોય, જારનો સાંઠો વખાણે;
પરગુણ દીઠા વણ, આપના ગુણ ઉર આણે,
જે જણનારીની વેદનો, વંઝા શું પારખી શકે
કહે વલ્લભ અનુભવ વના, મુરખ માણસ બહુ બકે.

છપો ૧૬

મરોને નબળી નાર કંથનો અંતજ લેતી;
વદીને અવળાં વેણ દમીને દુખજ દેતી,
કરેજ કોટી કલેશ, લેશ જંપે નહી જાતે,
સાસરીએ કુસંપ, વદે બહુ વાંકી વાતે;
ટંટાનો તંત મુકે નહી, વઢી તે વશ કરવા ધણી,
કહે વલ્લભ એ સુંદરી, ગરધવણી ઓલા તણી.

છપો ૧૭

નાથ ઉપર કેરે હાથ, ઉપાડે અબળા જાતી,

ચુકીને દે ગાળ, જાણવી તે મહા ચાલી;
તરફોડા પણ આપ કરે, સ્વામીની સાથે;
કોટાણુ કોટી પાપ, લાગતું લલના માથે;
પીઉને કનડે કામની તેની પક્ષ ન તાણવી
કેહે વલ્લભ તે તારૂણી, કુટીલ કરક્ષા જાણવી.

છપો ૧૮

કામની સેરે કંથ, પંથ સુધામાનો ઝાલે;
પાળે પિઉનું વેણ, સુમંમ્રર તેનું ચાલે;
પાપ ટળી મળે પુન્ય, નુન્ય કાંઇ નવ આણે,
હોય સપુતની સુત, અન્ય જન ઉર ન ભાવે,
પીઉ પરમેશ્વર માની લે, તેને નર્ક જ નાશ છે
કેહે વલ્લભ તે નારનો, વઇકુંઠ વિશે વાસ છે.

છપો ૧૯

કંથ હોય કદરૂપ, રૂપવંતો તે કહેવો,
બહેરો બુચો હોય, તોય પણ ઇશ્વર લેખવો
બુદ્ધિવણ પણ પીઉ હોય આંખેજ આંધળો
બોબડો કે બુચટ, પડેલો પગે પાંગળો
હોય દુખીઓ કે સુખીયો, શેવે સતીની વાળ છે
વલ્લભ કહે પીઉ પરહરે. તેજ છમક છીનાળ છે.

છપો ૨૦

સંખણ સાસુ હોય, કોઇ દીવસ નવ જંપે,
કરે વહુથી વ્હેર, સુએ ન સુખે સંપે
બોલે બકબક બોલ, તોળાવે આપે
જુદો જઇ રહે સુત લાડકણી માને પાપે
વહુનું વગોણું બહુ કરે, છીદ્રો શોધી કહાડતી
કહે વલ્લભ ધીક સાસુને, છેક છઓલા પાડતી.

છપો ૨૧

વહુ કરે વિરોધ, શુભ સાસુની સાથે:
દે ગાળ મુકે આળ, છેક છેડો લે માથે
સ્વામીને દે શીખ, બીખ મંગાવા જેવી
જુદો કાઢે કંથ, પંથ પીયરનો સેવી

કહે વલ્લભ નિચ નારિએ, ઠામ સાસરે ફેડિયો;
તેણે તેના માબાપની, બોળી સાતે પેડિયો.

છપો ૨૨

નારિ ચલંવે ચલણ, ઘણું પોતાના ઘરમાં;
જાણવી નહિ અકલ તેજ નારિના નરમાં
મણાય નારિ તોલ બોલ તેનો ન થપાયે
જેવો ઘરમાં ગુલામ. માપ તેવુંજ મપાયે
ચલવે ચલણ જે નારનું, તે શું સ્નેહ ન માંડવો,
કેહે વલ્લભ તે મરદને, જરૂર જાણવો રાંડવો.

છપો ૨૩

ચાલે નારનું ચલણ, તેહને ઘેર ન જાવું
ડાહયો તેનો કંથ, હોય પણ મીત્ર ન થાવું
જમણ તણો વ્હેવાર કદી તેથી નવ કરવો
લેહેણ દેણ વેપાર તેહ રાગે પરહરવો
ચલેણ જેને ઘેર નારનું તે ઘર ડગ ભરવું નહિ
વલ્લભ કહે છે લોટમાં લાગે લાંચ્છન કુળ મહિ.

છપો ૨૪

વામાને વશ થાય, તે જાણવો મુઢ મેલો
વામાને વશ થાય, હોય ડાહયો પણ ઘેલો
વામાને વશ થાય, જાય તેનું ઘર સરવે
વામાને વશ થાય, ખાય ખત્ત તે ગરવે
વશ વનિતાને થઇ રહે, તેની વાત પુંઠળ વહે
વ્યાસ વદે છે વશ થાય તો તેને સૌ હબુઓ કહે.

છપો ૨૫

વશ બનવાથી લોક, કહે કે જાદુ કિધું
વશ બનવાથી લોક, કહે ચીત ચોરિ લીધું
વશ બનવાથી લોક, કહે કે બનિઓ અંધો
વશ બનવાથી લોક. કહે નહિ સુજે ધંધો
વશ બનવા થકી સહુ સગા મ્હેણાં દઇ દઇને દહે
વ્યાસ વદે છે વશ થાય તો, માચીનો માકણ કહે.

છપ્પા ૨૬

મારે માને નાર, મારથી તસ્કર ત્રાસે
મારે માને ઢોર, મારથી ભુતજ નાશે
મારે માને બાળ, મારથી વ્હેરિ ધ્રુજે
મારે મુકે શ્વાન, મારથી વૃક્ષજ દુજે
મારે તે સહુથી શ્રેષ્ટતા, માર શુભ પ્રયત્ન છે
કહે વલ્લભ ખરૂ માનજો, માર ચઉદમું રત્ન છે.

પુરૂશોને શીખ.

છપ્પા ૨૭

અબળાને દે દુખ, મુખ તે જનનું બાળો
વગર વાંકનો વાંક, કહિ ચ્હોડે ચંડાળો
મુઢ ન કરે પોષણ, દુષણ લાગે છે અંગે
ભાવ થકિ લે લ્હાવ, પરાઇ સુંદરિ સંગે
ઘરની રાંડ રડિને મરે, આપ લાલ થઇ જાય છે
કહે વલ્લભ તે જીવડો, ખર નર ખત્તા ખાય છે.

છપ્પા ૨૮

વૃદ્ધ થઇ વરે નાર, ભાર લાગે તે જનનો
લાંછન લાગે હર્ષ, પછી પુરો પડે મનનો
નારિ બોળે નામ, ઠામ ઠામેજ ફરિને
બોળે પહેડી સાત, વાત વિભીચાર કરિને
વ્હેલી વહુ થાય વિધવા તો મન ઝાલ્યું રે' નહિ
કહે વલ્લભ ત્રધ નાથને, નાંખે તે નરકજ મહિ.

છપ્પા ૨૯

વળે ન નારનું અંગ, ફરે છુટી ઘેરે ઘેર
વળે ન નારનું અંગ, વસ્ત્ર વિધવિધના પ્હેરે
વળે ન નારનું અંગ દ્રવ્યનો હમલો આલે
વળે ન નારનું અંગ, ઘરેણાં ઘણાક ઘાલે
વળે ન અંગ ખોરાકિએ દઇવે માગ્યુ મુખથી
કહે વલ્લભ અંગ સુધરે, પરણ્યા પીઉના મુખથી.

છપ્પા ૩૦

નારિ નહિ સુકાય, પીએ પાણિ બે દહાડે

નાર નહિ સુકાય, ધરે તે વાન ઉઘાડે
નારિ નહિ સુકાય, જોર જુલમ ગુજારે
સુકાય ન ચારે સુંદરિ, ન સુકાય અન ભુખથી
કહે વલ્લભ સુકાઇ જશે, નારિ નરના દુખથી.

છપ્પો ૩૧

નર ન બને બળવાન, કઢેલાં દુધજ પીધે
નર ન બને બળવાન, વૈદ વસાણાં કિધે
નર ન બને બળવાન, ઘ્રતના ઘેબર દીધે
નર ન બને બળવાન, બાપની પુંજી લિધે
નાવે બળ કો પુરૂષમાં, ઘર ગોરિ દીલદારની
વ્યાસ વલ્લભ કહે બળ વધે, પુરૂશોનું રોજગારથી.

છપ્પો ૩૨

સાસરવાસે લ્હાવ, ભોગવે રાજ્યાસનનો
પણ બે આની બોજ, જાણવો તેવા જનનો
મોશાળ પક્ષે લ્હાવ, ભોગવે સરવ સવૈયો
પણ તે નારનું માપ, જાણવો પા રૂપઇયો
બાપ નામે ઓળખાય તે, બાર આની પરમાણવો
કહે વલ્લભ આપ નામનો, સત્તર આની જાણવો.

છપ્પો ૩૩

જે ધણિ મા બાપ ત્યાગ કરિને બેશે
તજીને ભગની ભ્રાત, જઇ સાસરિયે પેશે
કરે સાળકિથી સ્નેહ, દેહ સાસુને અરપે
સસરા વ્હાલો હેમ, પ્રેમથી કાળજુ ધરપે
વ્હાલિ વહુ બહુ સાળકિ, જેમ જનેતા જાયલો
કહે વલ્લભ તે આદમી, નહિ મરદ સુધ બાયલો.

છપ્પો ૩૪

પુરૂષને મા બાપ સરવથી શ્રેષ્ટજ ગણવાં
હોય બુધા કબુધ, તોય પણ ભગવત ભણવા
પાળે રૂડિ પેર, મ્હેલે રાખિને મનથી
માને મુજનો પાડ, લાડ કિધા તે હનથી.

શુભ સમજીને શેવા કરે, મનવાંછીતજ ફળ મળે
કહે વ્યાસ અડસટ તીરથની, તે નરને યાત્રા વળે.

છપ્પો ૩૫

જનનિ જાયા ભ્રાત, લડત કદીએ ના માંડે
થાય વડો વિરોધ, વરિ લાવેલી રાંડે
હોય કરક્ષા નાર, પતીને આળ ચડાવે
સાચી જુઠી વાત, ભરાવિ બેજ લડાવે
પોતે પણ લડવાને ચડે, ભાંડે ગાળો ભાંડની
કહે વલ્લભ સત્ય માનજો, સવળે લડાઇ રાંડની.

છપ્પો ૩૬

હોએ મુરખ ભ્રાત, વાત નારિની માને
બુદ્ધિ વણ જન જેહ તેહ નર ધરતો કાને
વામા કેરૂ વેણ સાંભળી ઘણોક ગાજે;
કરે ન મન વિચાર, આપ બંધવને બાઝે
કહ્યું કરીને અબળા તણું, ખોદણી ખોદે ભાઇની
વલ્લભ કહે છે તેહમાં જાણવી બુદ્ધિ બાઇની.

છપ્પો ૩૭

જે ઉર આવ્યું પાપ, સંગ તેને ન વસીયે
હોય સગાં માબાપ, દુર તોહયે પણ ખસીયે
પરણેત કેરી નાર, જાર પર સાથે રમતી
માંડવું ન ઘરબાર, મેલવી ભુંડણ ભમતી
દગા ભરેલ દોસદારને, તજવો જુદો જાતથી
વ્યાસ કહે સ્નેહ તોડીએ, જનની જાયા ભ્રાતથી.

છપ્પો ૩૮

જે ઘરમાં નહિ સંપ, જંપ તેને નવ જામે
ચાલે કુટાકુટ, અતી દુખ દળદર પામે
થાય અર્થનો નાશ, હાશ કરી નહી બેશે
હરખે દુશમન લોક, સોડમાં શતરૂ પેસે
ઇજત ઘટે ઘણી આપની છેક ફજેતી થાય છે
વ્યાસ વલ્લભ કહે માનજો, ઘર ફાટે ઘર જાય છે.

છપ્પા ૩૯

જે ઘર ઝાઝો કલેશ, ક્લેશ તેને સુખ નાવે
ફાગણની પુનમ, સદા ઘરમાં સોહાવે
નાશ વીત વ્હેપાર, નાશ થાતી કુળ વ્રધિ
મનુશ મરકી થાય, જાય સુખ સંપત બધી
કંકાસે જળ ગોળી તણું, નાસે છે પળ ચારમાં
કહે વલ્લભ કંકાસને, ઘાલો માં દરબારમાં.

છપ્પા ૪૦

સંપ હોય જે ઘેર, મ્હેર ત્યાં તો ઇશ્વરની
વધે વડો વહેપાર, પ્રાપ્તી પામે જરની
લે સંસારી લ્હાવ, ભાવથી ભોગ ભોગવે
શત્રૂ શીર ન થાય, જુગતે જીવ જોગવે
વંશની વ્રદ્ધી બહુ વધે દુખ દરદરનો નાશ છે
કહે વલ્લભ જ્યાં સંપ ત્યાં પુર્ણ પ્રભુનો વાસ છે.

છપ્પા ૪૧

લડે બેટડો બાપ, લડે ભાઇ શું ભાઇ;
લડે દીકરો માત, લડે નણંદ ભોજાઇ,
લડેજ ભગની ભ્રાત, લડે ધણીઆણી,
લડે ભાભી દીએર, લડે દેરાણિ જેઠાણી,
વળી સાસુને વહુ વડે, ત્યાં પર બોલે બોલકા;
વલ્લભ કહે તે આદમી, પરજાપતના ખોલકા.

છપ્પા ૪૨

હુનું નીર અપાર, કરીને ઘરપર રેડે;
સળગે નહી લગાર, મજુરી ખાલી ખેડે;
થાય ઘડીમાં સંપ ઘડીમાં ટંટો ચાલે,
ભાંડે ઘડીએ ગાળ, ઘડીમાં ઘરમાં મ્હાલે;
લડે વઢે પણ વલ્લભ કહે, સામા શતરૂને દહે;
છેવટ શાકદાળ એકઠા, તરીઓ તો તેડે રહે.

છપ્પા ૪૩

ડાપણમાંથી હાથ, ન કાડે ન્હાનું મોટું;
પોતાનું ખરૂં વેણ, અન્યનું માને ખોટું;

એક એકનો વાંક, જુએ પોતાનો ઢાંકી;
છીદ્રો શોધે છેક, વદે વડી વાતો વાંકી;
વહુ ફોડે તે ઠીકરાં, સાસુ ફોડી ઠીબ કહે;
વલ્લભ કહે કંકાસનું; કારણ ડાહ્યા જન લહે.

## શેઠો વિશે.

છપ્પા ૪૪

મરો નાતનો શેઠ, ઝેર ઝાઝું જે રાખે;
મરો નાતનો શેઠ, સહુ શીર આળો નાંખે;
મરો નાતનો શેઠ, રાંકને દાબી મારે,
મરો નાતનો શેઠ, હરામી હરણું ધારે,
મરોને શેઠ પટેલીયા, સઉને ધુતી ખાય છે;
કહે વલ્લભ તે શેઠનું, જડામુળથી જાય છે.

છપ્પા ૪૫

શેઠ નાતનો જેહ, દહે તે ચંડાળ સરખો;
જોઈ શાસ્ત્ર પુરાણ, પાપીને પંડીત પરખો;
શત્રુ ન કોનો થાય, થઇ વ્હાલો વેર વાળે;
સ્નેહ કરી દે છેહ, જીવ બહુ જનના બાળે;
શેઠ પટેલ બની આપથી, પક્ષપાત વિદ્યા ભણ્યો;
કહે વલ્લભ ધીક માતને, મઢીએ મઢ્ધો જણ્યો.

છપ્પા ૪૬

કોણ જાણવો શેઠ, સરવ કરતાં પ્હેલાંનો;
કોણ જાણવો શેઠ, નાત મ્હાજન મ્હેલ્લાનો;
કોણ જાણવો શેઠ, સરવનાથી સુજાતી;
કોણ જાણવો શેઠ, સરવ જનથી મ્હા ધાતી;
કોને નગરશેઠ જાણવો, ગુણ તેના શા જોઇએ;
કહે વલ્લભ સુણો સહુ, સંદેહ સઘળા ખોઇએ.

છપ્પા ૪૭

નાત તણો જે શેઠ, વેઠ તો કરે સરવની;
પાડે સારી સુજ, વાત વદે ન ગરવની,
દેઇ નાતને બોધ, કહે કુળ ધર્મજ નરખો;
આપ કરે સુ ન્યાય, સુત શાતરનો સરખો,

લાંચ લઇને ઘર ના ભરે, ગ્રસ્ત જોઇ ખુશી રહે;
કોને કલંક મુકે નહિ, તેજ શેઠ વલ્લભ કહે.

છપ્પા ૪૮

માજન કેરો શેઠ, દેઠથી હોય વિચારી;
સુધ્ય જાત સુમત્ય, જોઇએ પરોપકારી;
શુભ કામમાં દામ, કઢાવે સહુ પાસેથી,
જતો બચાવે જીવ, કોક નિચને વાસેથી:
કરતો પોષણ કંગાલનું, આપ હરિ ઘર ના ભરે;
કહે વલ્લભ માજન તણો, સાચો તે શેઠજ ઠરે.

છપ્પા ૪૯

મ્હેલા કેરો શેઠ, પેટ મ્હોટું જે રાખે,
સહુથી સાચો સ્નેહ, મુખ ભુંડું નવ ભાખે,
ભમની ગણે પરનાર, ઉદ્ધાર કરવાને ધાએ;
ભાગે ભલાની ભીડ, ચીડ કો પર નવ ખાએ,
સેહેજ દામ ખરચે નહિ, ગરિબનું ઉગરાવીને;
વલ્લભ કહે શેઠ થાપવો, શીર મુગટ બેનાવીને.

છપ્પા ૫૦

શેઠ નગરના જેહ, દેહમાં દયાજ લાવે,
રઇયતને શીર દુખ, આવતુ આપ ઉડાવે;
જુએ જગતની પીડ, ભીડ ભાગે ઉપાયે,
કરે રાય શું ન્યાય, નહિ તો સામો થાએ;
સાંભળે સહુની વારતા, પ્રજા બેટા બેટીઓ,
વલ્લભ કહે છે જાણવો, તેજ નગરનો શેઠીઓ.

છપ્પા ૫૧

ઉપર છપા ચાર, કહ્યા તેનું લે વરતી,
મ્હેલાનો એ શેઠ, જાત જાણો માં નરતી;
તેથી અવળી રીત, રાખતા તે મ્હા ઘાતી,
ચોખ્ખો એ ચંડાળ, અતી નબળો નિઘાતી;
રાખે ઝેર બહુ આંખમાં, હોદો ચલવે આપનો,
કહે વલ્લભ તે શેઠીયો, હોય હરામી બાપનો.

## હીમત વીશે.

છપ્પા પર

જેને હૈયે હામ, કામ કરતા તે ધારયું;
જેને હૈયે હામ, જાય તે જનના મારયું,
જેને હૈયે હામ, દામ ગાંઠે તે ઝાજે;
જેને હૈયે હામ, નામથી ચાલે માજે,
હામ હૈયે બહુ રાખતા, તે સુરા સરદાર છે;
કહે વલ્લભ સહુ જાણજો, હામ બડુ હથીઆર છે.

છપ્પા પ૩

હામ બડુ હથીઆર, હામ તો માગ મુકાવે,
હામ બડુ હથીઆર, હામ તો મ્હોત ચુકાવે;
હામ બડુ હથીઆર, હામથી દામ ન ડુલે;
હામ બડુ હથીઆર, હામથી કામ ન ભુલે;
હામજ હથીઆર જાણવું, હામ કદી હારે નહી
કેહે વલ્લભ સહુ જગ વીશે, હીમત સો મરદા સહી.

છપ્પા પ૪

હીમત છે તે મરદ મરદ, હીંમત નવ ખાએ;
હીંમતની કીંમત, કોઇથી નવ્ય કળાયે;
હીંમત પામે રાજ, દાજ હીંમતથી વાળે;
હીંમત પામે જસ, કસ હીંમતમાં ભાળે.
હીંમત હોય જેહને ઘણી, તે નવ જન રણુ હોડાવતાં,
કહે વલ્લભ હીંમત થકી, હરી શું જીવ જોડાવતા.

છપ્પા પપ

જેણે મુકી હામ, હામ ડુલે ભૈ તેના;
જેણે મુકી હામ, કામ મારે તે સેંના,
જેણે મુકી હામ, ઠામ તે જનનો ટુટે;
જેણે મુકી હામ, શમ વીના ચોર લુટે,
હામ હારે જે આદમી, નપુસક નર પરમાણવો;
કહે વલ્લભ તે માનવી, જીવતાં મુઓ જાણવો.

છપ્પા પ૬

જે જન હાર્યા હામ, નામ તે જનનું બુડયું;

જે જન હાર્યો હામ, ગામ ઘર તેનું ઉડયું,
જે જન હાર્યો હામ, ચામ ચુંથાયું તેનું,
જે જન હાર્યો હામ, શામ થાએ મુખ એનું,
જે જન હીમત હારીયો, તે જન કારજ ભુલીયો,
કેહે વલ્લભરામ નામ તે, દાસ સહી તે દુલીયો.

મનુશના મદ વીશે.

છપ્પા ૫૭

જેનો બહોળો સાથ; હાથ ઉંચો થૈ ગાજે;
ગણે સર્વને તુછ, મુછ મરડીને બાઝે.
જણુવી જાદે જોર, જથેથી ગુસ્સો બતાવી;
બહુ કરે તોફાન, હૃદયે હુંપદ લાવી;
જબરો જથાદાર સર્વથી, જણુવે જોર વસ્તારનું;
વલ્લભ કહે છે મુરખા, તાણે જથાદારનું.

છપ્પા ૫૮

જણુવે જાદે જોર, જથાથી જોડયો લીધે;
સમજે મનથી લાભ, સરવથી ટંટો કીધે.
હઇયામાં ઘણી હામ. સગાંના સાથનિ રાખે
શ્વાન સરીખો થાય, જયહાં ત્યાં લેઆં નાંખે,
મહા જોર જથાનું કરી, શેતરૂને દુલાવી દે,
કહે વલ્લભ મળે સીંહ તો, સરવે ખો ભુલાવી દે.

છપ્પા ૫૯

ગરીબ વઢતાં થાય, જાય માર્યો તે બહુનો
ગરીબ વઢતાં થાય, ખાય ખત્તા જન સહુનો;
ગરીબ વઢતાં થાય, દબાવે સરવે એને;
ગરીબ વઢતાં થાય, ધાય વઢવા જમ તેને
વઢતાં ગરીબ જે થાય છે, તેનાં પાપ પુરાં મળે;
કેહે વલ્લભ વઢતાં બીયે, તેનું વેણ પાછું વળે.

છપ્પા ૬૦

લાંઠ સંગ કલાંઠ થાય ત્યારે બર આવે;
ઠગની જોડે ઠગ, થાય તો જીતી લાવે;

ડંડક સામો ડાંડ, થાય ત્યારે ઘર ચાલે.
શાનિ સામો શાહ, થાય તો ધંધો ફાલે;
નીચ સામુ લઈ હાડકુ, રહો સદા સૌ હામમાં;
સામા સરખા ઉઠીએ, તો તો રહીએ ગામમાં.

છપ્પા ૬૧

પડયો જેનો કરપ, નરપ પણ તેને ગાંઠે;
હાંકે આખુ ગામ, આપ તે એકજ સાંઠે
વ્હેરી જન વસ્ય થાય, જાય શતરૂ શીરપરથી;
સાંમી ન બાંધે કહેડ, કોઇ પાડેલા ડરથી;
જેહે જનનો સાખો પડે, તેને સઉ નમતા રહે;
કહે વલ્લભ સમો એજ છે, લાંઠ થાય તો નવ દહે,

છપ્પા ૬૨

ગરીબનું નહિ કોય, ખરે હોય પણ ખોટો;
ગરીબને સઉ ગાળ, કહીને પકડે ટોટો
ગરીબ બોલે સત્ય, અસત્ય સરવ જગ જાણે;
ગોદા ખાલે લોક, કોઇ દલ દયા ન આંણે.
ગરીબ તણા બહુ ભોગ છે, ડાહયો પણ ઘેલો ગણે;
વ્યાસ વલ્લભ કહે ગરીબને, ભલોજ પણ ભુંડો ભણે

છપ્પા ૬૩

ગ્રહસ્ત ઘેલો હોય, તોય પણ ડાહયો જાણે;
અવળુ વદે વેણ, પક્ષ તો પણ સઉ તાણે.
કરે વાત અસત્ય, સત્ય સરવ કહે સાચી;
હોયે બુદ્ધી હીણ, ગણે નહી કોબુધ્ધ કાચી;
ગ્રહસ્તનું ખોટ્ટું ખરૂ પડે, ચાહય તો જુઠુ ભેરવે;
વલ્લભ કહે છે ગ્રહસ્થ તે દીવસ રાતને ફેરવે.

છપ્પા ૬૪

ગરીબ જનનો શેઠ, કદાપી કો નવ થાયે;
ગ્રસ્ત તણો ગુલામ થવાને લાગે પાયે.
ગરીબ ગુણી હોય તોહય પણ પ્રીત ન બાંધે;
ગ્રહસ્થ ઘેલો હોય, તેહની રસોઈ રાંધે;
ગ્રહસ્થ તણા બેલી ઘણા સ્હાય થવા સાળા સહી,
વલ્લભ કહે છે ગરીબનો બનેવી કો થાયે નહીં,

છપ્પો ૬૫

વાઘ કરે હંસાય. થાયના કોતે સાંમા;
બકરી જાત ગરીબ, દેખતા નડે નકામા;
ભીક્ષુકપર ખર જોર, કોઇ છતને નવ છેડે;
હોદ્દાના થઇ દાસ, ભાઇ કહી ભમતા કેડે;
એમ ઉધાજન અતી ઘણા, પાપ પેટ ભરનાર છે.
કેહે વલ્લભ જગમાં સહુ, અજા ઈદ કરનાર છે.

છપ્પો ૬૬

અનેક જનને એક, નડે તેને તો નડવું;
દયા ન ધરવી લેશ, દુષ્ટની પુઠે પડવું.
દારૂણ દેવો માર, ટેવ ભુલાવિ દેવી;
કરવો ઈજત હીણ, ફજેતી જોયા જેવી,
પાપા પુરૂશને પીડવો, સઉને સુખ કરવું સહી;
કેહે વલ્લભ ભુઢાળવો કદિ પાપ ગણવું નહીં.

નીચના લક્ષણ વીષે.

છપ્પો ૬૭

પર શીર મુકે આળ, આળ તે ખાયે જગની;
પડે તેવું હોય તેવી નીજ ભગતી;
ચોર ગણે સઉ ચોર, હોય શા તે જાણે
ડાંડ ગણે સઉ ડાંડ, લુચ્ચુ લુચ્ચા મન આણે;
જાર જારી સહુ જાણતા, તે જન બેલી પાપના,
જુઠ આળ વલ્લભ કહે, મુકે તે ગુણ આપના.

છપ્પો ૬૮

દેખી પર વધભોગ, રોગ પામે ઝેરિલો;
દલમાં બહુ દુભાય, વગર વ્હેરે વ્હેરીલો;
શરીર પણ સોસાય, ખાય ના પેટ ભરીને;
તનથી ટાઢો થાય, કુથલી પરની કરીને.
જેમ સુખ પરનું દેખતો, તેમ તેમ તે દાઝતો;
વલ્લભ કહે ધીક તેહને, લંપટ મન નહીં લાજતો.

છપ્પો ૬૯

ઝેરી સાંઢે સાંઢ, સ્વાન શું સ્વાન ન સંગે;

ઝેરી રાંડે રાંડ, જરા જોડે નવ જંપે;
સુથારે સુથાર, કરે વડુ વ્હેર વાદે.
મંઝારે મંઝાર, ઝેર જંખાવે જાદે;
દ્વિજ દ્વિજ મળે એકઠા, વિશ વાણી ત્યાં થાય છે;
વલ્લભ કહે છે જગ વિશે, જાત જાતને ખાય છે

છપ્પો ૭૦

વિપ્ર વિપ્રનું માન્ય, ઘટાડે જ્ઞાન બતાવી;
પાપે ભરતો પેટ, આંખમાં ઝેરજ લાવી
કરે બ્રહ્મ નિંધાય, હ્હાય લાગે બહુ રૂદે;
કપુત કરમ ચંડાલ, હલાસી થયોજ ઉદે;
બ્રાહ્મણ બ્રાહ્મણનું ખોદતાં, ખેલ કરે બહુ ખીજનો,
કહે વલ્લભ તે બ્રાહ્મણો, જાણો બીજા બીજનો

છપ્પો ૭૧

કરશે પર નીંદાય, જાય લક્ષ્મી તે જનની;
ટળે વણજ વ્હેપાર, થાય નાસ્તી અન ધનની;
ક્ષય પામે પરિવાર, પાપ અન્ય જનનું ઘોધ
રીધ સીધ નવ રીધ, રહે નીંદયામાં ખોધ;
વળી જગ સહુ ભુંડો કહે, મુર્ખમતી તે મુઢમાં
કહે વલ્લભ મુઆ પછી, પડે નરકના કુંડમા.

છપ્પો ૭૨

કોણ કરે નીંદાય, કોણ જન કરે અદેખી;
કોણ કરે બહુ ઝેર, કોણ નાખે ઉવેખી;
કોણ કરે જુઠ વાત, કોણ પર આળો મુકે;
કોણ કહે મમ જાત, કોણ મુખ ભુંડું ભુંકે;
કોણ કરે વાતે ટાપશી, કોણ મુખે મીઠુ વદે;
કોણ કડવું વેણ ભાંખતું, સઉ સોધી લેજો રદે.

છપ્પો ૭૩

નીચ કરે નીંદાય, કરે નાગોજ અદેખી;
શણુ કરે બહુ ઝેર, વદે ચંડાળ ઉવેખી.
લુચ્ચું કરે જુઠ વાત, કલંકી આળો મુકે;

કહે અછકલુ જાત ભ્રષ્ટ જન ભુંડું ભુંકે.
લાલચુ પુરતા ટાપશી, દુશમન તે મીઠું વદે;
વ્હાલુ તે કડવું ભાખતું, વ્યાસ કહે ધરજો રૂદે.

છપ્પા ૭૪

ચાંડાળનું લક્ષણ, કરે સહુની ચેષ્ટાળી;
વદે મુખ મીઠાશ, પછાડી, પાડે તાળી.
દર્શાવે બહુ હેત, પેટમાં પાળી મ્હોટી;
કથે મરમની વાત, કુથલી કરવા ખોટી;
વ્હાલો થઇ વેરી બને; બાનું બતાવે આળનું
કહે વલ્લભ પરખી કહ્યું, આ લક્ષણ ચંડાલનું.

છપ્પા ૭૫

જાત પ્રમાણે વાત, વેણ મ્હોડાંપર આણે;
તરૂ પરમાણે ફર, પોયણુ જન પરમાણે;
કરમ પરમાણે બુધ્ય, સંગ પરમાણે આશરો;
હુકમ તુલ્યા તાશીર, હોય તેમાં શી કસરો.
દાનત પરમાણે બરકત છે, ગુણ પરમાણે નામના.
જ્ઞાન પ્રમાણે ગંભીરતા, નીશ્ચય વલ્લભરામના.

છપ્પા ૭૬

જેની જેવી જાત, વાત તેવી તે બોલે;
નીચુ નીચી વાણ, વદીને દલમાં ડોલે.
ભરી ગાલમાં ગાળ, સ્વાન પેરે બહુ ભસતુ;
દે પર જીવને દુખ, મુરખ મનમાંહી હસતુ.
ઉંચ કુંળમાં આદમી, પણ મુખ નરતી વાત છે;
વલ્લભ કહે છે જાણવું નબળુ નીચી જાત છે.

છપ્પા ૭૭

ખોદે ખોદણી ખુબ, પરાઇ પેટ ભરીને;
મુઢ મનથી મલકાય, કુથલી કુડી કરીને;
કહે અન્યને નેસ્ટ, શેષ્ટ પોતે થાવાને;
આપ તણા ગુણ ગાય, ધ્રશા ધુતી ખાવાને
એમ કરે પાપે પોટલો, અતી અરીશ્યા હાડમાં;
કહે વ્યાસ જે જન ખોદશે, તે જન નરકની ખાડમાં,

છપો ૭૮

કહો દુષ્ટને દુષ્ટ, તેહમા ધરમ ન ભાગે;
કહો ચોરને ચોર, પાપ તેમાં નવ લાગે.
હુન્નરીને હોંશિઆર, કહેતાં ભાટ ન થઇએ;
પુન્યવંત દાતાર, કહ્યામાં કારતિ ન કહીએ
શાને શાહુકાર ગાઇએ, તે નહી જશ કહયા કથી;
નબળાને નબળો બોલતાં, વ્યાસ કહે નીંદા નથી.

છપો ૭૯

બહુ બોલે જે બોલ, તોલ તે તણો જણાશે;
હોય ઘણો ગુણવાન, તોહયે ગંધર્વ ગણાશે;
વાત કરે વ્હેવાર, સર્વ જગ જુઠી જાણે
વૃદ્ધપણું ઘણું થાય, તોહે વિસ્વાસ ન આણે;
લોકો લવરીખોરો ગણે, સ્વાલ કરે કદી સુતરો,
વલ્લભ કહે છે બહુ બકે, તેને કહે સઉ કુતરો.

છપો ૮૦

જીભમાં ઝાઝુ ઝેર, જીભમાં ઝાઝી સાકર;
જીભે થઇએ શેઠ, જીભથી થઇએ ચાકર.
જીભ વધારે વ્હેર, જીભથી સ્નેહજ વાધે;
જીભે છુટે જીભ હાથ, જીભ તે ઉચ્ચા બાંધે;
જીભ જીવાડે મોતથી, જીભ જીવેથી મારતી;
વલ્લભ કહે છે જીભડી, રાજ્યાશન પધારતી

છપો ૮૧

હાંસીમાં વીરોધ, કરોધ હાંસીથી થાયે;
હાંસી તોડે હેત, રેત હાંસીમાં ખાયે.
હાંસી વીખનું મુળ, કુળ ડુબે હાંસીમાં;
હાંસી જરનો નાશ, ધરે હાંસી કાંસીમાં
હાંસી હાટ હુધમાતનું, હાંસી વાવે ઝાંખરાં;
કહે વલ્લભ હાંસી થકી, છે ઇજતના કાંકરા.

છપો ૮૨

મશ્કરીની ટેવ, ટેવ ડુબે છે તેને;

પડે પ્ર  ની લાત, સમજ આવે નહી એને,
પામે અતી અપજસ, પણ મન પાછું ન પાડે;
કપુતનો કુઆર, સહુને ઠઠે ઉરાડે;
જનેતા જેહની છીનકી, પીતા જેનો તષ્કરો;
વલ્લભ કહે સુત તેહનો, નીકળે મુરખ મસ્કરો.

છપ્પો ૮૩

વદે ઉછળતુ વેણ, કેણુ કડવું મુખ ભાખે;
કરી કટાણો કરોધ, બોજ તરછોડી નાખે.
વ્હાલા સંગે વાત કરે તોપણ તે રીતી;
દુશ્મન જન દેખાય, એજ પાપીની પ્રીતી.
ઝેર ભરેલ જીભ જેહની, ઘા જેમ ઝેરી બોલ છે
કહે વલ્લભ તે આદમી ભુકણ ખરની તોલ છે.

છપ્પો ૮૪

વગર વિચાર્યું વેણ, વદે તે મુખમાં પેશે;
વગર વિચાર્યું વેણ વદે દુરદશા માટે.
વગર વિચાર્યું વેણ વદે શીર શતરૂ જાગે;
વગર વિચાર્યું વેણ વદે, ભર ભારજ ભાગે
વગર વિચાર્યું વેણ વદે, તે જીવતાં પસ્તાય છે;
કહે વ્યાસ બોલ્યું બને, નહી તો ભસ્યા તુલ્ય થાય છે

છપ્પો ૮૫

લાડ લડાવ્યું બાળ, ગાળ ભાંડે તે સૌને;
કહે માતને રાંડ, માત બોલે મુખ વહુને;
વદે તાતને સુત, ભાઇને સાળક ભાંખે
કથે કઠેરાં વેણ, સીખ કોની નવ સાખે.
મ્હોઢે ચઢાવેલ બાળકો, આબરૂ ટાળે તાતની.
કહે વલ્લભ તે છોકરૂં, કુખ વગોવે માતની.

છપ્પો ૮૬

કરી પુત્ર પક્ષ, લક્ષ લડવામાં રાખે;
હ્રદયે થાપે સુત, અન્યપરે દઇવત દાખે;
ભાંડે ભુંડી ગાળ, તેમ તે સુણે સાંમી;
દેખી શીખે બાળ, અસર તે જાયે ઝામી.

માત તાત તણું બોલવું. શ્રવણ કરી ગુણ સ્હાય છે;
કહે વલ્લભ તે છોકરૂં, છેવટ વંઠી જાય છે;

છપ્પો ૮૭

બળો રાંડની કુખ, કપુત પુત પ્રસવે પેટે;
હરી જનને દે દુઃખ, દુષ્ટને ભાવે ભેટે;
અધર્મે જણવે જોર, ઢોર ઘાલે ભંગ પાડે;
અનેક જીવને ફાળ, પુરણ પાડી નસાડે.
ભગવત નામમાં ભંગ કરે, ધંધો ટીખળ ગાળનો
કહે વલ્લભ આ ગુણથી, જણવો સુત છીનાળનો,

છપ્પો ૮૮

મરજો પુત કપુત, ખાય પરમુખની ગાળો;
મરજો પુત કપુત, થાય જે સૌનો સાળો.
મરજો પુત કપુત, રંગમાં ભંગ પડાવે;
મરજો પુત કપુત, લોકને આળ ચડાવે.
જે પુત કપુતો નિકળે, તે જન મરજો આપથી;
કહે વલ્લભ તેવા થકી, છુટે સહુકો પાપથી;

અતી સર્વ વરજીત વીશે.

છપ્પો ૮૯

જાદે કરશે જેહ, તેહ થોડામાં મરશે;
જાદે કરશે જેહ; તેહનું હાકમ હરશે;
જાદે કરશે જેહ, જગત તેનાપર ચીડે;
જાદે કરશે જેહ, પ્રભુજી તેને પીંડે;
જાદે કરવું જે ધારશે, તેના હાલ ભુંડા થશે;
આકતુર તુલ્ય વલ્લભ કહે, બહુ કરતો ઉડી જશે.

છપ્પો ૯૦

બહુ દોડે થકાય, બહુ આર ભારજ મારે,
એકદમ કરે જોર, જરૂરે તે જન હારે,
છોળે વધે જે નીર, એક પલકે તે ખુટે;
ગટપટ બાંધે સ્નેહ, તેહ ટુકામાં તુટે;
ઘણું કરે તે થોડાકને, ઝાઝામાં કડવાસ છે;
કહે વલ્લભ સત્ય માનજો, થોડામાં મીઠાશ છે.

છપ્પો ૯૧

ખડ ખડ કાઢે દાંત, હશીને જે નર નારી;
બુધ્ધી હિણુ તે હોય, નહિ રીત પાસે સારી
મુરખના સરદાર, દંત દેખાડે ઝાઝા,
જગમાં હલકું બોજ, થાય ને તુટે માઝા.
રાંડ રડે ને હાળો હસે, તે મુરખો પ્રમાણુ છે
દંત કાઢી હસવા થકી, વ્યાસ વદે બહુ હાણુ છે.

છપ્પો ૯૨

તાત સુતને સીખ, બીક દેઇ દે ઝાઝી;
બ્રાંત કહે સુભ વાત, વીરને વારે બાજી.
માતા મુખે દે ગાળ, બાળને સ્વારથ સારૂ;
ભગની ભાંખે ભેદ, કાઢવા લક્ષ નઠારૂં;
બાળપણમાં બુરૂ પડે, મ્હોટપણમાં છે મીઠડું;
કહે વલ્લભ પાછળ સહુ, સંભારે તે દીઠડું;

છપ્પો ૯૩

મુરખને દયો ગ્નાન, સાન આવે કદાપી;
સમજાવો સૌ સાર, તોહયે નવ સમજે પાપી;
કરો કોટી ઉપાય, ન્હાયતો રાખો ખાળી,
પણ પડી જેહ ટેવ, ટળે ના તેતો ટાળી;
યત્ન કરી સ્થીયાર કીએ, તોપણ મન જાયે ડગી;
વલ્લભ કહે છે શેઠની, શીખામણ ઝાંપા લગી;

છપ્પો ૯૪

નહીં નફટને લાજ, નહીં નફટને હાંની;
નહીં નફટને ટેક, નફટ જન એ ધમાની.
નહીં નફટનો બોજ, નફટને શીક્ષા શાની;
નહીં નફટની શાખ, નહીં નફટ તે જ્ઞાની,
ડર નહીં નફટને લોકનો, નફટ જન નીરદે ઘણો;
કહે વલ્લભ માને નહીં, નફટ ભય રાજા તણો.

છપ્પો ૯૫

જેણે મુકી લાજ, તેહને રાજ ઘડીનું;
લજવે માને બાપ, લજાવે સગુ અડીનું

આણે મનમાં હર્ષ, સર્સ સહુનાથી જાણી;
છેવટ પામે દુઃખ સુખ થાએ ધુળધાણી.
લાજ રહીત રાજ ભોગવે તે સ્વપ્નુ ઘડી ચારનું;
કહે વલ્લભ સુધરે નહી, કાં પુરૂષ કાં નારનું

છપ્પો ૯૬

ખરૂ કહયામાં ખાર, ખરેખર જનને લાગે;
વ્યાપે રૂદે રીશ, વેણુ વપુ માંહી વાગે
થાય આકળુ ભુત, દુખ મનમાંથી ઉઠે.
ખરૂ ખમે નહીં આપ, રોશ આણે ન રૂઠે,
સત્ય કહે શોક ઉપને, ડાપણુ બજવે ડાંડનું,
કહે વલ્લભ તે છોકરૂ, હોયે રઝળી રાંડનું.

છપ્પો ૯૭

સાચા જનને સોક, કદી કાળે નવ આવે;
રહે ન છુપ્યું કર્મ ચાહય તો ભસમ લગાવે;
શાહજાદાને ચોર, કહે નવ ડરે લમારે,
ધેનું કેરાં શીગ, હોય ધેનુને ભારે,
સુર્ય ભણી ધુળ નાંખીને પાછી પોતે પામતા;
કહે વલ્લભ લાગે નહીં સાચે સોને સામતાં

છપ્પો ૯૮

સહુ મન ડાહયું થાય, નહી કો મનથી ઘેલું;
ન્હાનુ મોટુ કોય, હોય પાછળ કે પેલું;
અણુ ભણુ કે વિદ્વાન, રાય કે રઇયત સરવે;
ગધ્ધો મન ગુણુવાન, ધુમતો જણાજ ગરવે;
અક્કલ જગમાં દોહોડ છે, ખરેખરાં ઇનસાફની;
અડધી વ્યાસ કહે અન્યની, આખી સૌને આપની.

છપ્પો ૯૯

સમજે સહુ મનુષ્ય, હુંસ્ય પરના હૈયાની .
મુંઢ નરો પણ કાંક, લહે વીકટ વહીયાની
સુદ્ધ બુદ્ધ પડપંચ, સરવ વરત્યામાં આવે;
મન ડાયો જન કોય, હોય તે હુંપદ લાવે;
પણ સમજે સહુ પ્રાણીઓ, ખોટું કે અથવા ખરૂ;
પાખ વ્યાસ કહે દીલનું, સમજીને કરજો પરૂં.

છપ્પો ૧૦૦

આપ વખાણે ગુણ, ત્રણ સરખો તે ભણવો;
હુંપદ માગે માન્ય, ભલો જન ખોટજ ગણવો;
થોડો અક્કલવાન, બતાવે બહુ બડાઇ.
પુંઠ વખોડે સર્વ, ગર્વ તોપણ મન માંહી;
મુંઢ જન ડાહયો થઇ ફરે, મનથી પુલ્ર પલકાય છે;
કહે વલ્લભ સુણો સભા, ઓછું પાત્ર છલકાય છે.

છપ્પો ૧૦૧

હુન્નર જેની પાસ, દાસ સઉ થાયે તેના;
મળે માન્ય અધિકાર, બેસવા ગાડી મેના;
લક્ષ્મી લાગે પાય, રાય પણ બે કરજોડે;
ગ્રસ્થ શેઠ સહુકાર, નમીને આગળ દોડે;
મળે મન ઇછયું આવીને, ભાર પડે નહી તાણવો,
વલ્લભ કહે છે સઉ થકી, હુનર હીરો જાણવો.

છપ્પો ૧૦૨

હુન્નરને જન જેહ, બરોબર પાકો કરતા;
જગમાં જીતે તેહ હામ હઇયામાં ધરતા,
રાખે નહીં કચ્ચાશ, હાય તે જનને થોડી;
સેજે સો પચાસ, જુગતે લે જર જોડી;
પકકો હુંન્નર લે હાથમાં, તેને વેઠ થોડી પડે;
કહે વ્યાસ કાચે હુન્નરે. મ્હો માથે હોડી રડે.

છપ્પો ૧૦૩

કાચાનું કમજોર, ઠોર ઠોરે તે ભાગે;
પાકું થાય પસાર, કોઇ ઠોકર નવ લાગે.
કાચે કામ કીસમત, ગત થાયે તે કીસ્સો;
પાકે પામે જશ, આબરૂથી લે હીસ્સો;
કાચે કીસબ વલ્લભ કહે, કોદન ઉંચો નવ ચડે
હીગનું પડીકુ આવડયું એટલે ગાંધી થઇ પડે.

છપ્પો ૧૦૪

શ્રેષ્ટ થવા જે ચ્હાય, જાય તે જનનું જાદે;

ખુએ તે ખોરાક, કોઇ મ્હોટાને વાદે.
નકામ તાણે ટેક છેક છોછો તે થાયે;
વણુ બુધ્ધિએ વાદ, કરીને બહુ કુટાયે;
વીના હુનર હાથી બને, ઝઇડાં ખાવા ન્હાય છે;
કહે વલ્લભ છોટા થયે, કીડી સાકર ખાય છે.

છપો ૧૦૫

કરે વડાનો વાદ, નાદ તેમાં ઉતરશે;
લાંબા નરની સંગ, જાય ટુંકો તે મરશે;
હરશી વડાનો મ્હેલ, ઝુંપડી વાદે પાડે;
વડા વાદ પોશાગ, કરી દેવાળુ કાડે.
ખાય ખાણું વડા વાદથી, રાંક વડા સામો વશી;
કહે વ્યાસ વલ્લભ છેવટે મરશે તે ટાંગા ગશી.

છપો ૧૦૬

કરે વડાથી વેર ઝેર રાખીને દલમાં;
જીવ જર થાએ નાશ, ઉડે તે પામર પલમાં.
ખુએ ઘરને ગામ, ઠરીને ઠામ ન બેસે;
દામ તળે નકામ, ચીતમાં ચીંત્યા પેસે.
સુખે સુવા પામે નહી, માટે મનથી બીજીયે;
કહેછે વ્યાસ વડા થકી, વેર કદી ના કીજીયે.

કન્યા વકરો કરવા વિશે.

છપો ૧૦૭

લે દિકરીનો દામ, ડામ રેવાનો તેને;
દુખ ટળીને, સુખ, મળેલું દીઠુ કેને
રક્ત લક્ષમી એજ, તેજ ઘરમાં નવ વ્યાપે;
કરે કુળનો નાશ, હળાહળ કુમતી આપે.
ચામનો દામ ઉપજાવીને તરતજ ખુશી થાય છે,
વલ્લભ કહે છે વીતતે, લક્ષ ઘણું લઇ જાય છે.

છપો ૧૦૮

દામ લેઇ દે ચામ, નામ બોળ્યું તે ઘણીએ;
લે દિકરીનું દ્રવ્ય, તાત તે ભડવો ભણિએ.
પરણુતે નવ કેવાય થાય વેશ્યાના જેવું;

ગણવો ગુણકા તાત, શાસ્ત્રથી અવળુ તેહનું;
લેલક્ષ્મી ગ્રાહ ગ્રાહની, પીતા પુત્રી આપીને;
કહે વલ્લભ સત્ય માનજે, પાપપણું તે પાપિને.

છપો ૧૦૯

વેઠી વપુએ દુખ, સુખ તાકે તનીયાનું:
નીરખ વર જર ઘર, નહિ અવળુ દુનીયાનું.
નીચ કરે નીંદાય, સત્ય સારૂ નવ બીયે;
તાકી સારૂ સુખ, દાન કન્યાનું દીયે.
તે ગુણ સહુ ડાહ્યા તણા, તાત શુભ સુભાગીયો;
કહે વ્યાસ સુખ સુતાતણું; સોધે નહિ અભાગિયો

છપો ૧૧૦

દે કન્યાનું દાન, માન્ય મોકલતાં ખાયે;
કરે જમૈથી ઝેર, વ્હેર પણ સામો થાયે.
રાખિ આપને ઘેર પાળ્યાની બોલે;
કુંવરીને કુટુંબ ગણે, તે ખરની તોલે;
પરણાવિને કરી પારકી, પુંઠ અમલ કરે આપનો.
વલ્લભ કહે છે નર્કમાં, ઠામ થાય તે બાપનો.

શાન્તિ રાખવા વિશે.

છપો ૧૧૧

લોભ થકી લુટાય, લોભથી ટેકજ ટુટે;
લોભી જન કુટાય, લોભથી ગર્થજ ખુટે
લોભે ન રહે લાજ, રાજ પણ લોભે ખુએ;
લોભે આપ ન ખાય, લોભથી ઇજ્જત ખુએ.
લોભે લવરી લુલા લવે, લોભે ખત્તા ખાય છે;
વલ્લભ કહેછે લોભથી, લક્ષણ સઘળા જાયછે.

છપો ૧૧૨

સંતોશી જન જેહ, દેહ પ્રફુલ્લીત તેનો;
સંતોશી સુબુધ્ય, ભોગવે સો સુખ ચેનો;
સંતોશીનો ટેક રહે જનમારો આખો;
સંતોશીનો જસ; ભાર જગમાં નહિ ઝાંખો
સંતોશીનું માન્યજ વધે. સંતોશી તરતા તદા;
કહે છે વલ્લભ જગ વિશે. સંતોશી સુખી સદા.

છપો ૧૧૩

મન ધાર્યું જો થાય ખાય માં કો જન લુખું;
ફરે ન નાગુ કોય, ભિખારૂ રહે ન ભુખ્યું;
ચાલે ન ચર્ણે કોય, વાહનો ઘેર વસાવે
ચોરી ન કરે ચોર, કોઇ પર ગુણ નવ આવે,
તોહો કરી કો કરે નહી, વેઠ કરે સાને મથી;
કહેછે વલ્લભ હરી વીના મન ધાર્યાં થાતા નથી.

છપો ૧૧૪

જો ઝાલ્યું રહે ચીત, હરે નહી રાવણ સીતા;
જો ઝાલ્યું રહે ચિત, પઢે ન પરસ્ત્રરે પીતા;
જો ઝાલ્યું રહે ચિત, દુર્યોધન યુદ્ધ ન માંડે.
જો ઝાલ્યું રહે ચિત, રામજી નાર ન છાંડે;
મન ઝાલ્યાં રહેતાં નથી, હર ધાર્યો સૌ થાય છે;
વલ્લભ કહેછે મુરખા, ચિંત વસ કેવા જાય છે.

છપો ૧૧૫

લક્ષમી વરના લેખ, પડયાં મીથ્યા નવ થાયે;
લક્ષમી વરના લેખ, કોયથી નવ ભુસાયે:
લક્ષમી વરના લેખ, લખ્યા શુંદરના ગાયે;
લક્ષમી વરના લેખ, ટળે ના દીન હજારે;
લક્ષમી વરના જે લેખ, તે પરમાણે થાય છે;
વલ્લભ કે મુઢજ મતી, હું કતથી કુટાય છે.

છપો ૧૧૬

હું ક્ત રાવણ રાય, રામચંદ્રે રણ રોળ્યો;
હું ક્ત દુર્યોધન, પાંડવે વન વીજોળ્યો;
હું ક્ત કંસાસુર, ક્રોધ કરી કૃષ્ણે માર્યો.
હું ક્ત જરાસન, ભીમથી લડતાં હાર્યો;
હું કતીના કુટઇ ગયા, ટેક રહ્યા કોના નહીં;
કહે વલ્લભ સહુ હરી કરે, વીચારી લ્યો મન મહી.

છપો ૧૧૭

દશા રામને શીશ, પડી વનવાસ કહાડયા;

દશા નળરાય શીશ, નારથી જુદા પાડયા.
દશા કૃષ્ણને શીશ, મણીની ચોરી આવી;
દશા દમી ચંદ્રહાસ, જમ્યો એ પરનું લાવી.
દશા પાંડવને શીર પડી, દ્વાદશ વરસો વન વહ્યા;
કે વ્યાસ દશા હરીચંદ્રને, નીચ ઘેર નોકર રહ્યા.

દેવા વિશે.

છપ્પો ૧૧૮

દુખી દેવાદાર સુવા સ્વપને નવ પામે;
કપડા બહુ ખેંચાય, જાય ત્યાં ઠાંમે ઠામે;
ઘેર પડે પોકાર, લ્હેણિયાં આવી બેસે;
ગાળો પણ દસ વીસ, ખાઇ ખુણામાં પેસે;
નીરભયથી નવ રહી શકે, નહીં સંસારી સુખડું;
કહે વલ્લભ સહું માનજો, દેવા તુલ્ય નહી દુખડું.

છપ્પો ૧૧૯

દેણું દારૂણ દુખ, કદી દેવું ન કરવું;
વેઠી લેવી ભુખ, ઉધારાનું પરહરવું.
દેવાના થઇ દાશ, રહેવું પડે સદાયે;
પડે જોડવા હાથ, વેણ વાંકુ ન વદાયે
દળીદર દુખ દેવે વધે, દેવે દાનત બીગડે;
કહે વલ્લભ દેવા થકી, રહે આબેરૂથી અડે.

મીંઢા માણસ વિશે,

છપ્પો ૧૨૦

મીંઢા માણસ સંગ, રંગ કદી નવ કરીએ;
જો જઇએ પરદેશ, મ્હોત વિના ત્યાં મરીએ.
જણાય નહિ કંઇ મર્મ, કર્મ તેનાં ધારેલાં;
મીંઢાથી બહુ લોક, દિઠા જગમાં હારેલાં,
મુગો રહિને બોલે નહી, મીઠું ખોટું કે ખરૂ;
ગેબ ગોળો તે મારશે, વ્યાસ કહે કરજો પરૂ.

છપ્પો ૧૨૧

મીઠું ન બોલે બોલ, તોલ તનમાં તે તાકે;
મીઢું માણસ લાગ જોઇને મારી નાંખે.

ગ્રહી પેટમાં પાપ, આપ ટાઢા થઇ શાળે
ઘણી ગોઠવે ગેડ, નહીં બોલે ને બોળે
ઓચરે નહીં કાંઇ મુખથી, પેટ માંહી પાણી રહે
મીંઢા તણો સંગ છાડજો, વ્યાસ વલ્લભ સાચું કહે

છપ્પા ૧૨૨

રહે ચડેલું મુખ, સુખ તેને નવ આવે;
ઝેરી જન દેખાય, કોઇ રસ્તે ન બોલાવે
કહે અદેખો લોક, કટાણું મોઢું નરખી;
સગું સાથ નવ થાય, હસે નહિ કોજન હરખી
વળી જગ સહુ અતડુ રહે, ગણે કુકરમી કાળ છે
વ્યાસ કહે રહે મુખ ચઢયું, તેજ ઘણી ચંડાળ છે.

છપ્પા ૧૨૩

હસ્તુ રેહે છે મુખ, દુખ તે જનનું નાસે;
ઉમંગ સૌને થાય, જઇ જગ બેસે પાસે
આણંદી કહે લોક, હરખતું મ્હોડું જોઇ;
ગુણ જગત સહુ ગાય, બોદ્દેગ્ર ન કહે કોઇ
ભાવ લોક બોલાવી, લે ગમત કરવા કારણે
હસમુખાને વલ્લભ કહે; સુખ મળે સહુ બારણે.

## અવળી રીત વિશે.

છપ્પા ૧૨૪

દુનીયાંના દોરંગ; જગત જુઓને ભાળી
વઢનારી છે જેહ; તેહને કહેછે પાળી
પાળેછે ઘી પાત્ર; બોલતા તેને વાઢી
બહુ અવળા ઉચ્ચાર; વદે દુનીયાજ અનાડી
બાંધે પચાસની પાઘડી, તોરો તેનું નાક છે,
કહે વલ્લભ પાછળ મુકે, અવળું આડો આક છે.

છપ્પા ૧૨૫

ઘુંઘટ તાણે નાર, વૃદ્ધ જનને દેખીને
કરે ઉઘાડું મુખ, દિયર પ્યારા પેખીને
બેહાર જતાં શણગાર, સજે બહુ સારા વાઘા;
પિયુજી પાસે જાય, અંગ પહેરીને ધાઘા
વ્હેર વ્હાલામાં હોય ઘણું, પરશું હોયે પ્રીતડી;
વલ્લભ કહે છે જગ વીરો, જો જો અવળી રીતડી

છપ્પો ૧૨૬

કાન સાંભળી વાત, કદી સાચી નવ કહીએ
નજરે દિઠી હોય; તોય વિચારી લઇએ
ઉંડો કરિને કયાસ, આપ તપાસી જોઇએ
પડદે પુછાપુછ કરીને સંદેહ ખોઇએ,
નિશ્ચય કિધા વિણ વારતા, કરે તામશી તાપના;
વલ્લભ કહે છે તે ધણી, બનશે બેલી પાપના

છપ્પો ૧૨૭

જેને જેપર પ્રેમ, વ્હેમ તે પર તે ધારે;
જેને જેની બીક; તેજે તે મારે
જેને કલ્પના જેહ, તેહ સપને ઉપજાવે;
હૈયામાં જે વાત, હોય તે હોઠે આવે
આહાર તેવો હોટકાર છે, વ્યાસ વદે છે વારતા
જેને પ્રેમ જેહ વાતનો, તેમ વ્હેમ તે ધારતા

ન્યાયાધિશ વિશે.

છપ્પો ૧૨૮

મરોને અમલદાર, પક્ષપાતો જે કરતા;
કરે નહિ શુભ ન્યાય, લેઇ લાંચો ઘર ભરતા
ગ્રહસ્થોને દે માન, ગરીબને ગરદન ઘાલે
ઉલટ સુલટ ઇનસાફ કરીને આડો ચાલે
રંડીબાજ ન્યાયધિસ જે, તે પર પ્રેમ ન આણવો;
કહે વલ્લભ પક્ષજ કરે, તે બહુજળીયો જાણવો

છપ્પો ૧૨૯

બે જણને વિરોધ, કાંઇ કારજનો ચાલે;
તેમાં કો ગ્રાહીત, ચીત ડાપણથી ઘાલે
એક તરફની વાત, શુણી સત્ય માની બેસે
કરવા તેની પક્ષ, આપ કુખમાં પેસે
બીજા ઉપર બહુ બડબડે, ભુંડુ મુખ ભણતો ફરે;
કહે વલ્લભ લંધુરને, કામ ઘણું ગાલજ ધરે.

છપ્પો ૧૩૦

જોઇ બેનો વિચાર, સાર સોધીને કાડે;

કોણ સાચને જુઠ, ઉર ઉરમી ઉઠાડે,
પછી તાણે પક્ષ, લક્ષવસા તે ડાહ્યો;
શાણાનો સરદાર, લડતને પરખે પાયો,
ખરી ખુંચ ખોળે તે ખરો, સ્વાલ કરે સુપક્ષનો .
વલ્લભ કહે છે જાણવો, તે નર બત્રીશ લક્ષણો

છપો ૧૩૧

કામીજન વીશે.

કામી નર કે નાર; જાર બુદ્ધિમાં ઝીણાં;
નેત્ર છતાં તે અંધ, કરમ સુજે બહુ હીણાં
નહીં લાજ મર્યાદ, સ્વાદ સાચો કીડાનો
રહે થઇને લબ્ધ, પાસ પ્રેમી પીડાનો
રાત દીન જંખના જારત, અન્ન ઉદક ભાવે નહીં
વલ્લભ કહે છે કામીને, નીદ્રા પણ આવે નહિ

છપો ૧૩૨

કામાતુર જન જેહ; તેહની જીભ્યા જુઠી
કોડી ન રહે પાસ; ગર્થથી ખાલી મુઠી
તસ્કરમાં પણ ત્યાર; દગામાં દાનત દોડે
નીચ નીશામાં પુર, નઠારા વાયક મ્હોડે
જારી જન સગુ સમજે નહિ; છાક ભરયું છટકેલ છે
કહે વલ્લભ જગ જાણજે કામી જન વટલેલ છે

છપો ૧૩૩

મન વિના મળવા વિશે

માન્ય વિના પર ઘેર; કદી કાળે નવ જઇએ;
રહે ન રાખ્યો બોજ; ભારથી હળવા થઇએ
ક્રોડ પતી કો હોય; તોહય સામું નવ જોઇએ
કરવા ચહિયે પ્રીત; આબરૂ તેમાં ખોઇએ .
વણ માન્યે મળે ગાદીઓ; પણ તે ધુળ પરમાણવી
કહે વલ્લભ ધુળ માન્યથી મળતાં ગાદી જાણવી

છપો ૧૩૪

જે ઠામે નહી ભાવ; લ્હાવ ત્યાં કયાંથી વીતે

હેત વિનાનો વેત; પાર પડે નહિ પ્રિતે
મળે નહિ જ્યાં માન્ય; ધ્યાન ત્યાં ક્યાંથી લાગે
લુટાય જ્યાં અનેક; છેક ત્યાં ભય સું ભાગે
જેહ ઠામે ઉમંગ નહી; ત્યાં વેળા કેમજ વળે
કહે વલ્લભ અન ના મળ્યું, તો ધન ક્યાંથી મળે

છપ્પા ૧૩૫

જીવોના દેહ વિષે

વઇદ કરે વઇદક, રોગ તે તનના ટાળે;
ચપ ચોટતો હોય તોયપણ તે જન ખાળે;
લાવે મુળી મુળ વનસ્પતિ ભાર હરાડે
અઉશધીઓ અનેક, ચોપડી રોગ મટાડે
ખઇ વઇદનું ઓશડ મળે, મળે બનેલા ન્હોતનું
વલ્લભ કહે છે નવ મળે, સોધ્યું ઓપડ મ્હોતનુંએ

છપ્પા ૧૩૬

કદી ન મુકે કાળ, રસાતાળે જઇ બેસે
શસ્ત્ર કપટી હોય, કોય ત્યાં છુપી પેસે
ઘર બાંધે જળ માંય, વાસ પુરે જઇ વનમાં
ઉદંબરૂ બકતર કવચ કો પેહેરે તનમાં
લે સાહેતા તપશા તણી, ચતુરાઇ નહિં ચુકતો
પણ વલ્લભ કહે કાળતે કોઇને નથી મુકતો

છપ્પા ૧૩૭

સગાં માતકે તાત, ભ્રાત ભગની ને નારી;
મામા કાકા કંથ, છોકરા સૌ સંસારી
ગાય બળદ કે ભેંસ, અજાકે પોપટ પાળે;
કાંતો તે લે લ્હેણુ કાંયતો દેણું વાળે
જેહ જેને સંસકાર છે, તે તે ભેગુ થાય છે,
લેહેણુ દેણુ વલ્લભ કહે, પુરણ થયે સૌ જાય છે

પાપીની પ્રીત વિષે.

છપ્પા ૧૩૮

પાપી બાંધે પ્રીત, આશ રાખીને જરની

પાપી બાંધે પ્રીત, પ્રેમદા જોવા ઘરની.
પાપી બાંધે પ્રીત, હુન્નર લેવા માટે;
પાપી બાંધે પ્રીત, તેડવા વાંકી વાટે.
પાપી બાંધે પ્રીતડી, કાંઇ મતલબને કારણે;
કહે વલ્લભ જે સ્વારથી, તે ન ચડાવો બારણે.

છપ્પા ૧૩૯

કરે પ્રાણુનિ પ્રીત, રીત એતો રૂડાની;
સ્વારથની મિત્રાઇ. કરે જાતજ ભુંડાની.
દોસ્તી દીલની હોય કોઇ દીવસ નવ ટુટે;
આશાની અશનાઇ, પ્રેમ તે પલકે ખુટે.
કરે ભાઈબંધી ભીડની, દામ નારને અન વીના;
સદાયે સરસ તે ચાલતે, વલ્લભ મુખ બોલે બિના.

છપ્પા ૧૪૦

શોમણુ બાંધો સ્નેહ, નેહ વીનાને જાણો;
નીકત નાવે કોય, વપત ચેળાયે સાણો,
રાજવંત જો હોય, લક્ષ્મી લેવા બેલી;
જાર કરમને માટ ભડે દોસ્તી બાંધેલી.
રાવણુ જેવાને જરજ્યો, બે હાલે મુઓમથી;
મત મુકજો સહુ સ્નેહનો, છે પણુ સત્યચારી નથી,

## વ્યસન વિષે.

છપ્પા ૧૪૧

વ્યસનને વસ જેહ, તેહનો સંગ ન કરીયે;
જાતાં બ્હાર બજાર, સાથથી લાજી મરિયે.
બોલે વ્યસની વેણુ, કેણુ સાચુ નવ કહીએ;
આપે કોલ કરાર, તોહયે વિસ્વાસ ન રહીએ.
હોય ભુપત કે શેઠીયો, વળગ્યુ વ્યસન જે જાતને
વલ્લભ કહે વ્યસની થયો તે નગણુ નિજ માતને.

છપ્પા ૧૪૨

જે નર નીસાખોર, ચોર તે જરૂર જાણો;
ભંગી પીયે ભાંગ તેહને ઘેર ન આણો;
અફિણુ હરામી ખાય, પીએ ગાંજો ગંજેરી;

મુંહ કરે મદ્યપાન, બને વટલીને વ્હેરી.
તાડી સંગ તુછ જાતને, ગેમટ થઇ ફરતો ફરે,
કહે વલ્લભ વ્યસનિ થયો, તેનું ચિત ચોરી કરે.

છપ્પો ૧૪૩

કરીએ કર્મ જેહ; તેહ પડદામાં સારૂં;
સુભ અથવા અસુભ ખુબ ન્યારૂં કે પ્યારૂં.
મીઠાસ કે કડવાસ, ભજનકે ચોરી ચાડી;
પાપ જારકે પુન્ય વાત સીધી કે આડી.
સઘળુ તે પડદે શોભતું, ખુલિ ચીજ બે સાખની.
કહે વલ્લભ સૌ માનજો, બાંધી મુઠી લાખની.

છપ્પો ૧૪૪

સાખે સઘળુ સુખ દુઃખ પણ સાખે નાસે;
સાખે સુળ વ્હેવાર, સાખથી તરકટી ત્રાસે.
સાખે રે, ભય ભાર, સાખથી માન્ય મળે છે;
સાખે સૌ વ્હેપાર, સાખથી હામ રળે છે.
સાખ તે સહુથી શ્રેષ્ટતા, ઇજ્જતનું એ આભ છે
કહે વલ્લભ સહુ સાંભળો, સાખ લાખનો લાભ છે

છપ્પો ૧૪૫

શાખ ટળિ મળે લાખ, લાખ તે રાખજ જાણો;
શાખ ગયે સૌ જાય, મળેના અનનો દાણો.
શાખ ગયે વહેવાર, જરી જગમાં નવ ચાલે;
શાખ વગરનો જન, કોઇ ઘરમાં નવ ઘાલે.
શાખ ટળી તે જગથી ટળ્યો, શાખ મનુષનું મુળ છે.
વલ્લભ કહે છે સાંભળો, સાખ ગયે સહુ ધુળ છે.

છપ્પો ૧૪૬

નાગુ નાચે નાચ, આપ પાતાળે પેશી;
ખોટું ખાણું ખાય ચાહ તો પંડે બેશી.
ચોરિ કરીને ચોર, વસે શાહુકારી વાસે;
ખુની જન કરી ખુન, થાય સંતો ભુપ પાસે.
છીનાળી કરી છીનાળવા, કરમાં માળા સાહ્ય છે;
વલ્લભ કહે રૂહે ચુપ નહી, વા વારતા લઇ જાય છે.

છપ્પો ૧૪૭

એક કરે કુડ કામ, ઠામ તે સહુનો ટાળે;
હોય કરમ ચંડાળ, બીજ બહુ જનનું બાળે,
કપટ કરે હમેશ, દેશની ઇજત ખુએ;
કરે આપનું કાર્ય જસ પાછળ નવ જુએ.
મતલબ આપની સાધીને, પાપીજન પંથે પળે;
કહે વલ્લભ તે જીવને, રળતા રોજી નવ મળે.

છપ્પો ૧૪૮

જે શીખેલો પાઠ, માન્ય તે તો બહુ ખાયે;
જે શીખેલો રાગ, તેહ ગાણું નવ ગાયે.
જેને વંચક હોય, કહેથી તે નવ વાંચે;
જે શીખેલો નાચ, નચાવે તે નવ નાચે;
આ સરવે અહંકારીને, માન્ય કદી ના દીજીએ;
કહે વલ્લભ મોંઘા તણી, પળશી પળ ના કીજીએ.

છપ્પો ૧૪૯

ગરજીને નહી ગત્ય, મત્ય હાંકે પોતાની;
જાણે ન પરની પીડ, અન્ય હસતા રોતાની
મતલબ સાધે આપ, બાપ ગર્ધવને બોલે;
બને આંધળો ભીંત, બકે બહુ બુચટ તોલે.
ગરિબપણું દેખાડાવતો, એજ શુદ્ધ સુમાર છે;
કહે વલ્લભ સહુ જાણજો, ગરજી જન ગુમાર છે.

છપ્પો ૧૫૦

ભળતુ વેવીશાળ, ભાગતા તે જન પાપી;
પોતે સારૂ ચહાય, સુધારે નહી કદાપિ;
કરી રંકનું ભંગ, આપ ઘરમાં લે તાણી;
તે કન્યા રંડાય, થાય અંતે ધુળધાણી.
પર વેવિશાળ ભાગીને, મુઢ મન ખુશી થાય છે;
વલ્લભ કહે છે છેવટે, મુળ સમુળુ જાય છે.

છપ્પો ૧૫૧

કોઇ કરે સુભ કામ, કરતાં બગડી જાએ;
પછી ધરે બહુ શોક, શોક ધરવે શું થાએ,

બીજા મુરખ લોક, જાય દેવાને ઠપકા
શીદ કરયું આ કાય, નકામા નાંખે લપકા.
હીમત સહોદરે આપવિ, લોચન આંસું લુછવું;
વલ્લભ કહે પાણી પીને પાછળ ઘર શું પુછવું.

રૂપ જોબન વિશે.

છપો ૧૫૨.

જેને જાદે રૂપ, તેહને આળ ચડે છે;
નસ્તી કરે નીંદાય પાપિ જન પુંઠ પડે છે.
કરે આંગળા લોક, શોક ઉપજાવે ઝાઝા;
ઇજ્જત હલકી થાય, તોડાવે દુષ્ટ મલાઝા.
વગર કુડે કાકરા પડે, દુખી રૂપાળુ જન છે;
વલ્લભ કહે બહુ રૂપને, માથે તો લાંછન છે.

છપો ૧૫૩

હોય જોબનનો મદ, હૃદ્ય વાળે વળી ઉંધો;
સોમણુ દીજે શીખ, તથાપી થાય ન સુધો.
બહુ બળને અહંકાર, જાર વિકાર ભરેલો;
કટુ વેણ કુચાલ, કરોધ હરનીશ ઠરેલો.
આંખડી પાંખડી ખીલતી, જોબન ચડતા લોહીનું
કહે વલ્લભ જવનીયો, કહયું ન માને કોઇનું

સમો વર્તવા વીશે.

છપો ૧૫૪

સમો ભણે જન જેહ, તેહ જગમાં જસ પામે;
પડે કદાપી કાળ, દુખ તોપણ તે વામે.
કુંપદ ધરીને રીત, રાખતાં વીત ખુએ છે;
સમો સરવથી શ્રેષ્ટ વિશ્વ તેન જુએ છે;
સમો વર્તે તે સુખ ભોગવે, દુનિયાનો એ નેક છે;
સંસાર સુખ સમાથકી, વ્યાસ વદે રધ્ય ટેક છે,

સ્વભાવ વિશે.

છપો ૧૫૫

જેને જીભનો સ્વાદ, ખાદ તેને બહુ આવે,
ખુએ ઘરને આમ, અળાથી અર્થ ગુમાવે;

કોડી ન રહે પાસ, પછી તે શીખે ચોરી;
છેવટ વટલી જાય, હાય છોરો કે છોરી;
જેહેને ચટકો જીભનો, તે લક્ષણ નહિ ઠીકનું;
કહે વલ્લભ ખાય ખુશીથી, લેઇને અનામીકનું.

છપો ૧૫૬

મધુપાન પીનાર, દુધ આપો ભૈ એને;
સ્વાદિક અપરમપાર, પણ રૂચૈ નહિ તેને;
માક્ષઆરીને અન, આપવે ઉર ન લાવે;
અનઆરીને જન જેહ, તેહને અન્ન ન ભાવે;
ખળને મ્હેનત રૂચે નહી, ફોગટ ખાવા ચાહ્ય છે;
વલ્લભ કહે પ્રાણ પ્રકૃતી, પંડ પડે તે જાય છે.

પરચુરણ વીષયો.

છપો ૧૫૭

ઉંચને વ્હાલો ધર્મ, નીચને, વ્હાલી નીદ્રા;
સુરાને રણ યુધ, જ્ઞાનને વ્હાલી વીદ્યા;
આદીતને જુહાર, શીવજીને જળધાર,
હરિને પર ઉપકાર, ભકતને ભકતો સારા;
વસ્તારીને વસ્તી ગમે, સુભ સોભા દેખાડવા;
વલ્લભ કહે છે વિપ્રને, વ્હાલા લાગે લાડવા.

છપો ૧૫૮

જારી જનને જાર, ચોરને વ્હાલી ચોરી;
કંન્યા દ્રવ્ય ખાનાર; તેહને ગમતી છોરી.
જુગારીને દ્યુત, રમ્યાથી લાગે રૂડું;
વ્યસનિ જનને કેફ ઠીક ભુંડાને ભુંડું;
શાને શાહુકારી ગમે, પ્રીય સુભને સુમંત છે;
કહે વલ્લભ જગ જાણજો, સતિને વ્હાલુ સત છે.

છપો ૧૫૯

મળે ગરીબને ગર્થ કુઠામી બેશે ઠામે;
ન્હોકરિ લાવે નાચ કુઆરો કન્યા પામે,
વંજા પામે સુત, બુધ વણ હુન્નર શીખે;
અભણ ભણે વીદ્યાય પ્રેમથી પુસ્તક પીખે;

સાક પીરસનાર નાતમાં, કો કારભારિ થાય છે;
કહે વલ્લભ આ સર્વના ચક્ષ બોચિએ જાય છે,

છપો ૧૬૦

કોનો ધન હંકાર, કોયને રૂપ તણો છે;
કો જનને વિદ્યાય, કોયને જથે ઘણો છે;
કોય આબરૂવાન, કોયને બળ જોદ્ધાનો;
કોને હુન્નર હાથ, કોય હુકમ હોદ્ધાનો;
કોઈ જનને નામનો તણો, કોને હંકાર કુળનો;
પણ વ્યાસ કહે જે રાખશે, તે જીવ છેવટ ધુળનો.

છપો ૧૬૧

ઘટે દળદરથી દામ, બોજ બોલ્યાથી ઘટે છે;
વ્હીલુ વદે વ્હેવાર, માન મસ્કરિએ મટે છે;
અતિ પ્હેરે પતિયાર આળસથી ઉધમ નાસે;
નીંધાથી પરીવાર ઘટે છે ચારે પાસ;
અથડાયાથી ઘટે આબરૂ, ઉંઘથી ઉધમ જાય છે;
કહે વલ્લભ ધ્યાન રાખજો, ચેતવણીનો ન્યાય છે;

છપો ૧૬૨

માગવું વીપ્ર લોક, શોક મુકીને મનનો;
માગવું સાધુ સંત તાપ ટાળીને તનનો.
માગવું વૈદ વકીલ, વાળંદે માગી લેવું;
માગવું જોસ ફકિર, જરા શરમાવું કેવું.
આ લોક સરમાય માગતાં, ચુલે ચડે ન તાવડી;
કહે વલ્લભ માગ્યા વીના, નથી પીરસ્તી માવડી.

છપો ૧૬૩

નીચ સંગથી નીચ, ઊંચથી ઉંચ જણૈયે;
સ્હાને સંગ સાહ ચોરથી ચોર ગણૈયે;
સપુત સંગ સપુત, સાંણે સાંણા સરખૈયે;
કપુત સંગ કપુત, ઘેલે ઘેલા પરખૈયે.
તાડી વ્યાસ કહે પીજીએ, ગાયતળે દુધજ લહે;
તાડ તળે દુધ પીજીએ, તોપણ સૌ તાડી કહે.

છપો ૧૬૪

રાય સુંદરી ચોર; વાઘ વેશ્યાને વ્હેરી;
બાળંદને વાંનર, જુઠને જણુસો ઝેરી.
વીંછી વ્યસની રાય, સ્વાન સુઅરને છોરૂં;
કપટીને કાટેલ, તામશી મુડલ ઢોરૂં.
ઉંડા જળને અગની થકી, બાંધવો બહુ બીજીએ;
કહે વલ્લભ આ સર્વનો, કો વિશ્વાસ ન કીજીએ.

છપો ૧૬૫

નીર વીના સરીત, સુત વીનાની નારી;
જોબન વીના અંગ, રંગ રૂપ વીનાની ભારી.
રતુ વીનાનું ફંગ, બળ કળ હીણુ જે જાદે;
જીભ વિનાને સ્વાદ, કહો શો લાગે ખાધે;
દાતા વીનાનો યાચકો, ચંદ્ર વિનાની ઝામની;
કહે વલ્લભ સોભે નહી, કંથ વગરના કામની

છપો ૧૬૬

પરધનને નરનાર, પરસીખને પરસુદ્ધી.
પરરૂપ પર વ્હેવાર પર પરીબળ પરબુદ્ધી.
પર ઇજ્જત પરનામ, પર સુખને પર ઓભા;
પરગુણપર વીધાય, પર સુખને પર સોભા.
પર હોદાન પર દીકરા; આપે લેવા ધારતા;
કહે વલ્લભ કાંઇ ના વળે, ફોકટ ફાંફાં મારતાં.

છપો ૧૬૭

નમે ન નીચી જાત, નમે ન કુળહીણુ નારી;
નમે ન માણુસ મુંઢ, નમે ન કો હકારી.
નમે ન ઉંચું ઉંટ, નમે ન પાત્રજ ઓછુ
નમે ન ગર્ધવ બુધ, નમે ન છોકરૂ છોછું
તરૂ એ રંડાનુ ન નમે, ફાવે તેમ મરો મથી;
ઉંચો વલ્લભ કહે તાડ છે, તો તે નીચ નમતો નથી.

છપો ૧૬૮

ટળો અનરથી રાજ, ટળે ન નબળી નારી;
ટળોને અટકણુ અશ્વ, ટળો નર વ્યભિચારી;

ટળો ગુરૂનો શીષ્ય, નામ દે લાંચ્છંન દેતો;
ટળજો પુત કપુત, પાછળે અપજશ લેતો.
ટળો ગળીયો સુત્ત ગાયનો, કપટિ મિત્ર પણ ટાળિએ,
કહે વલ્લભ આ સહુ મુએ, જીવ જરા નવ બાળીએ

છપ્પો ૧૬૯

જુઠાનું છે પાપ, જુઠ કેવાને કહેવુ;
જેથી જો નુકશાન, જુઠ તેવાને લહેવું.
કો નર જાતો હોય; કહે હું જાઊ બજારે;
પંથે પળતાં કોય, બોલાવેથી વહે ત્યારે.
કહે બોનારો જુડડો, બજાર કહી આડો ગયો;
તેને જુઠો નવ જાણવો, વ્યાસે સત્ય સાચો કહયો

છપ્પો ૧૭૦

સાંભળ જીવડા શીખ, બીક કરજે તું આધી;
શુભ કરતાં નિંદાય, કરે દુનીયા નરભાગી.
મ્હાય થાય જગ માર, જાય ઇજત બાપુકી;
પણ સત્ય સારૂ ટેક, કદી નવ દેવો મુકી.
દે દુરીજન બહુ દુખડુ, પણ સામળીયો સહાય છે;
સારૂ કરતાં વલ્લભ વદે, શતરૂથી શું થાય છે.

છપ્પો ૧૭૧

સત્ય કાજ સતી સુત, ગયા પાંડવ વનવાસે;
સત્ય કાજ નળરાય, વહયા વન વામા પાસે;
સત્ય કાજ હરિચંદ્ર, મસાણી થઇને બેઠા;
સત્ય કાજ બળીરાય, આપ પાતાળે પેઠા;
મોરૂધ્વજે શુભ પ્રીતથી, કરવત દેહ કપાવ્યો;
સગાળસા સુત ખાંડીયો, પણ સત્ય જય વરતાવીયો.

છપ્પો ૧૭૨

ટેક કાજ કંશરાય, હરીને કબુલ ન કીધા;
ટેક કાજ અભિમાન, સપ્ત કોઠા શીર લીધા;
ટેક કાજ જરાસન કેદથી રાય ન છોડયા;
ટેક કાજ ગાંગેવ, ગુરૂને કર ના જોડયા;
ટેક કાજ દુર્યોધને નાપી પાંડવને મહી;

વ્યાસ કહે ટેકથી રાવણ સીતાજી આપ્યા નહી.

સમશ્યાના છપ્પા

છપ્પો ૧૭૩

ચાર નાર છે જોડ, તેમનો એકજ સ્વામી;
દેખાય વામન રૂપ, રહે નાચમાં નામી;
ઉચે આસન નાર, રહે નાથ થઇ નીચે બેસે.
જમે જણીઓ ચાર, જઇ વર વચમાં પેસે;
કંથ વીના જમે કામની, તો અડધી ભુખ રહે;
પુછે વલ્લભ સહુ સાથને, આ ઉત્તર કીયો કહે,

ઉત્તર.

જમણા હાથની ચાર આંગળીયો અને પાંચમો અંગુઠો

છપ્પો ૧૭૪

ચાર નારનો સાથ, નાથ તેને એક રૂડો;
દુખમાં વહાલા હેમ, સુખમાં ભારે ભુડો;
નીત કૃત કરી નાર, બહાર બેગડાને આવે;
નકટો તેનો નાથ, ગંદકી ધોવા જાવે;
નરનારોને લડાઇ છે, અન જમે કો દીન નહીં;
પુછે વલ્લભ સહુ સાથને, આ ઉત્તર કોણ દે કહી

ઉત્તર

ડાબા હાથની આંગળાનો અંગુઠો.

છપ્પો ૧૭૫

નારીપર નર એક, ખડાવીને રમદોળે;
આગળી વાલી લોક, ચામડી બેની ચોળે;
મસળે સૌ બે હાથ, પછીથી મારે તમાચા;
મુખથી ચુસે તેહ, જેરવે નહિ નર કાચા,
પાકા પુરૂષને તે પચે, રસકસ ચુશી લે સહુ;
કહે સમસા વલ્લભ તણિ, ચાતુર નર તેને કહુ.

ઉત્તર.

તમાકુ ઉપર ચુનો, મસળનાર ખાનાર માણસ,

છપ્પો ૧૭૬

સોળ શસ્ત્ર સત આઠ, કામની કષ્ણે આણી;

એકસો અષ્ટે નાર, થઇ હરીની પટરાણી;
વ્હાલી પ્રભુની જેહ, તેહ લોકોએ ઝાલી;
મચડી મશળી છેક, લઇ અંધારે ઘાલી;
વારા ફરતી સૌ ભોગવી, નરમ થયે આવી દયા;
હરિની વલ્લભ ગ્રહિ કામની, તેથી પ્રભુ રાજી થયા.

ઉત્તર,

ફેરવવાની માળા

છપ્પો ૧૭૭

વંઢળ જાતી એક, તેહપર બે નર ચડતા;
બે નર ઉપર નાર, નાર પર બહુ નર પડતા;
તે સૌ સંકેલાય, એટલે નામજ નારી;
મનુસ માત્ર ચ્હાય, થાય તેનીથી યારી;
લ્હેરી લાલ એ નારીને, તજે નહીં ભરશોકમાં
વલ્લભ તણી શમશા કોહો પુજુ લાલા લોકમાં.

ઉ-તર દોહરો

પાન અને કાથો ચુનો, સોપારી સુભ જાણ;
એળચિ કણ બીડી કરી, પ્રીતે તવ પ્રમાણ.

છપ્પો ૧૭૮

ત્રણ જણાનિ જોડ, ખોડ બબે છે મોટી;
બોલે છે તે અધ, ન સુણે સારી ખોટી;
સુણનારો જે જન, નવ્ય બોલે નવ દેખે,
દેખતો અણવાચક, બહુ બેરો અણ લેખે;
આ ત્રણ જણ રહે સંપીને, તો મન ગમતું થાય છે,
એક એકવણ ચાલે નહીં, વલ્લભની સમશાય છે.

ઉત્તર.

છપ્પો ૧૭૯

બોલનારૂં છે મુખ, દેખતું નથી કદાપી;
સુણે નહી લગાર, ખોડ બે એને આપી;
સાંભળનારા કાન, એહથી નવ જંખાયે;
એને પણ બે ખોડ, નહી ભાશણ ભખાયે;
આંખ સરવે ચીજ દેખતી, પણ બોલી જાણે નહીં,

સુણી શકે નહીં વારતા, વલ્લભે તે સમશ્યા કહી.

છપો ૧૮૦

બે નારી છે સ્વેત, જોઇ છે જુગતે ભાળી;
નીરખે ન આપ શરિર, ખાંપણયો લાગી કાળી
રાતે લાગે શરમ, માટ પડદામાં પેસે;
દીવસે મુકે લાજ, બ્હાર ઉઘાડી બેસે;
જાદુગરી તે નારીયો, જગ વશ કરણું જાણતી
કહે વલ્લભ શમશ્યા કહો. સઉને વ્હાલી પ્રાણથી.

ઉત્તર.

બે આંખ્યો એજ ઉત્તર છે.

છપો ૧૮૧

એક અબળા રસાળ, આપ વહી ગાય ગાણું
સ્વાદીક સૌથી સર્સ, ખાય ખુશીનું ખાણું
તેને નર બતરીશ, ઘર ઘાલીને ઉભા,
ઉપર નર બે શ્રેષ્ટ, ચોકી કરનારા સુબા,
તેમાં એક બડ મુછીયો, બીજો મુછવાળો સહી
કહે વલ્લભ શમશ્યા કહો, ચાતુર નર સભા મહી.

ઉત્તર.

જીભ ૧ દાંત ૩૨ હોઠ ૨ સહીત એજ ઉતર

છપો ૧૮૨

એક નર ઉતમ નામ, વસે છે વાસો વનમાં;
વેઠે વા વરસાદ, ટાઢ તડકો સહે તનમાં
નારી વણ વસ્તાર, જણીને મરતો ભારે
સતરૂ થાય સંસાર, ઇટ લાકડીઓ મારે;
તે નર જણે બધી દીકરી, લોક હરણ કરી જાય છે;
કહે વલ્લભ તે પુત્રીને સો જગ કરડી ખાય છે.

ઉત્તર

આંબાનું ઝાડ એજ ઉ-તર છે.

છપો ૧૮૩

છાક છકેલું છેક, જનાવર એકજ જોયું
કીધું સૌને સુખ, દુખ દુનીયાનું ખોયું;

જીવ વિનાનું જોર કરી મતવાલુ મ્હાલે
દીન એકમાં દોટ થકી, સત ગાઉ ચાલે;
માહા મ્હોટું મુખ એક છે, ભમભમ ભારે ભાંખતું
મુતરે બેઉ ઇંદ્રી થકી, ચીસ કારમી નાંખતું.

છપો ૧૮૪

ખટ ચરણા છે ગોળ, સહુ સાથે ડગ ભરતા
અંગે અગન અપાર, અતી અંગારા ઝરતા
ઉકળે અંગે નીર, નસો કોટીધા જેમાં
અવળ પગે પણ જાય, પુંઠ ફરે નહીં તેમાં
પાણી પીએ છે તે ઘણું, કાસ્ટ પહાડો ખાય છે
બે બાહુ બાંહયોની મહી, ઝટ આવે ઝટ જાય છે

ઉતર—આગગાડીનું ઇન્જીન

દોહરો

વાળ વના દશવાળ છે, તેતો કીયા વાળ;
સાણા સરવે સોધીને, ઉત્તર દયો આ કાળ

છપો ૧૮૫

ઉત્તર

રાયકવાળ રવાળ પોડવાળ જાતી જાણો
ગયાવાળ ગુણવાન, ઊનેવાળ નહી અજાણો
પલ્લીવાળ પુન્યવંત, ખેડાવાળજ ખેલાડુ
રોઢવાળને રંગે, કદી નવ બોલે આડુ
દિસાવાળ દીનપાળ છે, છે ગોમતિવાળજી ઘણા;
તે દસવાળ વલ્લભે કહ્યા, ભાગ્યા સંદેહ સહુ તણા

દોહરો.

પાંચ ચણયો પાંચે દણો, પાંચે જણો અંદર
નર નાર ન્યાતો ઘણી, દેખવી દયો પંદર

છપો ૧૮૬

ઘહાંચણુને મોચણુ કમાચણુ જાતી જાણો;
બાવચણુ અવદીચણુ, ચણો પાંચે ઉર આણો
બોરીંદણુને લોદણુ, ખરાદણુ દણમાં આવી
તપોદણુને વાદણુ, દણો એ પાંચ બતાવી
ભાડભુજણુ દરજણુ જુઓ; બાજાણુ ખોજણુ છે અહી

ઘાંચજણ સહીત પંઢરેજ, વલ્લભે તે જાતો કહી

દોહરો

પાંચ તણો ને ખટલણો, ત્રણ બણો છે જેહ
ચઉદ જાતો જોઇને ભાગો કો સંદેહ

છપો ૧૮૭

ઊત્તર

રાવતણને ભીસ્તણ, જુઓ રજપુતણ રૂડી;
કાયતણ કીસ્બાતણ, છેવટ છે સઊથી ભુંડી
મુગલણ ને ભીલણ, પોમલણ ગોલણ ગણજો
કલાલણ ભાઠેલણ, બ્રામણી છેવટ ભણજો.
બણમાં કણબણ મુખ્યતા, બીજી જાત ચોબણ છે
સઊ ભેદ વ્યાસે ભાગીયો, ત્રીજી બણ ધોબણ છે

દોહરો

બેઊ સણોને બે ઠણો, ત્રેણ વણો છે સાર;
વ્યાસ વદે ઊત્તર કહો, કરીને મન વિચાર

છપો ૧૮૮

પારસણને ગોસણ, સુણો તે બેઉ સમજજો
મરેઠણ બારોઠણ, ઠણોનો સંદેહ તજજો
વણમાં ગણ્યા લેવણ કડવણ તેની જોડે
ત્રીજી વણ સાભવણ, જુઓ સઊ સાચી હોડે
બે સણોને વળી બે ઠણો, ત્રણ વણોની વાત છે
વ્યાસ કહે શુભ શોધીને, શણ ઠણ વણની જાત છે

છપો ૧૮૯

અષ્ટ સ્વાદ જગમાય, સ્વાદ નવમો કો કાઢો;
જીભ્યાએ લઇ સ્વાદ, વાદ પછી કરવા માંડો
ખાતાં ઉપજે હર્ષ, પ્રથમ ગળ્યો શુભ સારો
અતી આનંદ થાય, ખાય ખાટો ને ખારો
કડવો તીખો ને તુરો, મીઠો ને મોળો વળી
કહે વલ્લભ સ્વાદ નિકળે, બે ચાર ચીજ ભેગી મળી

નામના અવગુણ વિશે

છપો ૧૯૦

ધર્યું રવીદાસ નામ, હોય રાત્રિ તુલ્ય કાંતી;

સાંતીદાને ક્રોધ, નામ શાનું ને શાંતી
કુબેર ધરયું નામ, નહીં ભંડારે કોઠી
ભીખારીદ્દા નામ, દામ દિધેલા જોડી.
નામ ગીરધારી પાડયું ઢેપું પણ ધરી ન શકે;
કહે વલ્લભ નામ બોબડો સહુથી સવાયું બકે.

છપો ૧૯૧

મગન ધરયું નામ ફરે તે સદા ઉદાશી;
ધરયું ધરમદા નામ ઘણાને દે ફંદ ફાંસી
નામ ધરે અંટાળ, હોય બહુ ઉધમ વાળો;
ધરે ધોળિદા નામ, નરો કાજળથી કાળો,
ઘણા દયાળદાસ નામના કસઇ તણા કરમો કરે;
વ્યાસ વદે હીરા નામના, રોડા તુલ્ય રખડી મરે.

છપો ૧૯૨

કપટી હોય અપાર, ધરાવે નામજ ભોળો;
કુલડી આપી એક, લઇ આવે મોટા ગોળો.
ડુંગરદા ધરે નામ, હોય તરણાને તોલે
જુઠાસા હોય નામ, સદા તે સાચુ બોલે.
ગરીબદાસ નામજ ધરયું, ગ્રહસ્થ આપ હોય ઘણો.
કહે વલ્લભ દેવદતમાં, ગુણ હોયે દઇતો તણો

છપો ૧૯૩

ગાંડાભેધરી નામ, પોતાની પાળે રાંડો
આપ ઊછેરે બાળ, ત્યાહરે શાનો ગાંડો
ડાહયાભૈ ધરી નામ, ઇંટ લઇ સઉને ધાયો;
ફરે નગ્ન બેભાન, ત્યાહયરે શાનો ડાહયો.
વાહાલાભાઇ નામ ધરયું કડવો તે સંસારને
નામ પ્રમાણે ગુણ ના મળે, ધીક નામ ધરનારને.

છપો ૧૯૪

હોય ધનબાઇ નામ, મરે તે ચરખો કાંતિ;
નામજ ગંગાબાઇ, કશે દહાડે નહી નાતી.
ધરે લક્ષમી નામ, ભીખ માગીને ખાતી;
નામ હોય કસ્તુર, નરી ગંદી ગંધાતી.

કંકુબાઈ નામજ ધરિયું કાજળથી કાળી ઘણી;
વલ્લભ કે રૂપમાં નહી, ત્યારે નામ સાંનુ મણી.

છપો ૧૯૫

રૂપાળી બે નામ; હોય અંગે બહુ ખોડા;
ધુળી ધરીયું નામ, ઉપજે દામ કરોડા;
નામ હોય સંતોક દ્રવ્ય સાચે જીવ ચોળી;
હોય દીવાળી નામ, બળે હૈયામાં હોળી.
નામ હરખાબે પાડીયું, નિત છાતી સીશ કુટતી,
નામ ચંચળ વલ્લભ કહે દોઢ પ્હોર દાડે ઊંઠતી,

છપો ૧૯૬

નામ હોય સરસતી, પતી તે કરે હજારો
અમરત પાડયું નામ, મુખમાં બોલ નઠારો.
ન્હાની ધરિયું નામ, કેમ ઘડપણમાં નાની;
મોઘી બે ઘેર ઘેર, ભમે તે મોઘી સાની.
બહુ જન નામ પાડે ભલી, ભુડી આખા ગામમાં
વ્યાસ વલ્લભ કહે ગુણવિના, આગ મુકો એ નામમાં

છપો ૧૯૭

ચંદાગવરી હોય, અમાંસીક ચંદા જેવી;
ભુરી પાડયું નામ, કોડ નિકળ્યા હોય તેવી.
કાંસી નામની નાર, છોસ કાંઇ નવ પાળે;
સોનાબાઇ નામ, ઘેર ધાતુ નવ ભાળે
વલ્લભ કહે નામ વીજળી, રાતરે ભુતડીમાં ભળે;
પરસનના દરસન થકી, ખાવા પીવા નવ મળે.

## વચન ભ્રષ્ટ વિષે.

છપો ૧૯૮

વચન ભ્રષ્ટ જન જેહ, તેહ પશુઓથી ભુડો;
કરવો નહિ વિસ્વાસ, હોય રૂડો કે કુડો.
હાડ માંસ કે ચામ, પશુ પક્ષીનું સારૂ;
આવે વીશ્વને કામ, તેહથી મનુશ નઠારૂ.
પાળ્યુ નહી મુખ ભાખીયુ, કર ઠોકયો મીથ્યા ગયો;
કોલ કુતરાનો જાણવો, વ્યાસ વદે ત્રીજો થયો;

છપ્પો ૧૯૯

કળીયુગમાં વીસ્વાસ, કરોમાં કોઇ જનનો;
કરવો નહી.વિસ્વાસ, પેટ પ્રસવેલા તનનો
કરવો નહી વિસ્વાસ, પ્રેમદા પરણેલીનો;
કરવો નહી વિસ્વાસ વ્હેપારે વરણેલિનો
વિશ્વાસ નહી બંધવ તણો, પુનીનો કે પાપને,
કહે વલ્લભ કરશો નહી, વિશ્વાસ સગા બાપનો.

છપ્પો ૨૦૦

વિસ્વાસઘાતી લોક, વધ્યા છે જગમાં ઝાઝા,
વિસ્વાસઘાતી સર્વ, હોય રૈયત કે રાજા;
વિસ્વાસઘાતી સર્વ, સ્વારથ સારૂ હણુશે;
વિસ્વાસઘાતી સર્વ, મુખથી મીઠું ભણુશે.
વિસ્વાસઘાતી બહુ વિશ્વમાં, વેણુ વિશ્વાસે આપશે;
કહે વલ્લભ આ યુગમાં વિશ્વાસે શીર કાપશે.

છપ્પો ૨૦૧

વિશ્વાસઘાતી જેહ, તેહ જન પુરણુ પાપી;
શિખ માનીને કામ પાડવું નહિ કદાપિ.
વિશ્વાસઘાતી જીવ, રોમ રોમ નર્કજ પામે;
લક્ષ ચોરાશી દેહ, ધરે તે ઠામે ઠામે.
વિશ્વાસઘાતી જે જીવડો, મનુષ છતાં અસુર છે;
વિશ્વાસઘાતીને વ્યાસજી, કે' છે પાપી પુર છે.

છપ્પો ૨૦૨

વણુ વિશ્વાસે કામ, કશું જગમાં નવ ચાલે;
વણુ વિશ્વાસે કોય કોઇને કાંઇ ન આલે.
વણુ વિશ્વાશે નાર, પુત્રી પરની ન લાવે;
વણુ વિશ્વાસે એક, એકને ઘેર ન આવે.
વિશ્વાસે વણુ સંસારમાં, કામ ન ચાલે કોઇને;
કરો વિશ્વાસ વલ્લભ કહે, પણુ તે માણુસ જોઇને.

છપ્પો ૨૦૩

વિશ્વાશે વહેપાર, કરે છે સરવે પ્રાણી;
પશુ પક્ષી કે નાર, લાવિએ વિશ્વાસ આણી,

વિશ્વાસ સુખ પ્રાપ્ત, થાય છે જ્ઞાન ગતીનું;
વિશ્વાસે ઘરબાર, ચાલતુ નાર પતીનુ.
મળે વિશ્વાસે શ્રીહરી, વિશ્વાસ દે પેટીઓ;
કહે વલ્લભ વિશ્વાસથી, પરણે બેટાબેટીઓ;

દીનતા રાખવા વીષે.

છપ્પો ૨૦૪

હે મુરખ જન ગાળ, આળ તેમાં શું બેસે;
તેના મુખની માંહ્ય, વદેલુ પાછુ પેસે;
મ્હો તેનું ગંધાય, થાય ના કોને કાંઇ;
સદગુણના સપુત, લાવવું નહીં મનમાંઇ.
જેવું જે મુખથી વદે તેવું તે દેખાય છે;
વલ્લભ કહેછે ગાળથી કહો કયાં ગુમડુ થાય છે.

છપ્પો ૨૦૫

નમતાને સહુ વિશ્વ, કહે છે ગુણનો સારો;
નમતા જનને કોય કહે નહિ કદી નઠારો;
નમતાને નરનાર, નમે છે ખુશી સાથે.
નમતા જનને સુખ, કરયુ છે જગના નાથે.
નમતો નથી જે જીવડો, લક્ષ ચોરાશી તે ભમ્યો;
વલ્લભ કહે છે વેદમાં, નમ્યો તે હરીને ગમ્યો.

કુંજુસાઇ વીશે.

છપ્પો ૨૦૬

વીત વાવરે જેહ, તેહ નર સદાય સુખી;
આપ રળ્યું નવ ખાય, જાણવો તેને દુઃખી;
બાળે પેટ પાપીષ્ટ, દુષ્ટ તેને નવ આપે;
દામ માટ ગુલામ; બની જીવને સંતાપે.
કહે વલ્લભ પુજી છતાં; કસરવંત કસાઇ છે,
વહેવાર પક્ષે વાવરો, તેવડ ત્રીજો ભાઇ છે.

છપ્પો ૨૦૭

જેની ગાંઠે ગર્થ; વ્યર્થ તે કંજુસ થાતો;
પળ ન મળે નીરાંત, પેટ ભરી નહી ખાતો.
આપો આપ હીસાબ, કરી કોડી નવ આપે;

વ્યાજ તણો વેપાર, કરી પરને સંતાપે.
જાદે જે ધણીને ગર્થ છે, તેમ છતાં નવ વાવરયું;
કહે વલ્લભ તે શેઠીયે, પુત્રતણું દેણું ભરયુ.

છપો ૨૦૮

ખરચે જે જન જેમ, તેમ તેને હર આવે.
થોડાને થોડુક, ઘણાને ઘણાજ આપે;
મળે કીડીને કણ, મણ હાથીને મળે છે;
જેથી જેમ વપરાય, તેમ તે આપ રળે છે.
હરીને ઘેર હીસાબથી, કમ જ્યાદે સૌ નેકછે;
વરો વ્યાસે કહે જાણજો, સોમ દાતાનો એક છે.

ધર્મધારા.

છપો ૨૦૯

કરતા ધરમનું કામ, કરે અટકાવજ ઝાઝો;
કુળની હુંપદ મ્હાય, જાય તે જનનો માઝો.
ઉંચ કામમાં નીચ, વેંણ કાઢીને રોકે;
છેવટ દુખી થાય, જાય તે જન જમ લોકે.
જે રામ નામના કામથી, ખાળે છે પરિવારને;
વલ્લભ કહેછે શાસ્ત્રથી, પાત્ર થશે જમ મારને.

છપો ૨૧૦

ધર્મશાળા ધરી નામ, કામ કોને નવ આવી;
કર્મશીળા તે ઠામ, આપને માટ બનાવી;
રાખે વીસઇ સંત, અંત તે લે પંથીનો
થવા ન દે વિસરામ, કોઇ પણ જીવ જતીનો;
સુધરે સ્વારથ સાધુ તણો, તો બીછાંના નાખતા
ધીક ધણીને વલ્લભ કહે, લંપટ જનને રાખતા

છપો ૨૧૧

પુન્યવાન લુવાર, પુન્યદાને કુમારો;
કડીયા મળી લોક, પુન્યમાં સહુ સુથારો.
બ્રાહ્મણો ભાવસાર, ખાતરી સોની સુરા;
ખમાર નાગર ભાટ, ઘાચી પણ પુન્યે પુરા.
કુણબી કેડે કોડી રહ્યા, પટેલીયા જગપાળ છે;

કહે વલ્લભ આ સરવમાં, વણિક મુછનો વાળ છે.

છપો ૨૧૨

આપે આપી પુન્ય, નુન્ય કાંઇ નવ રાખી;
પાણી મુકયું પંડ, મુખ કૃષ્ણાર્પણ ભાંખી.
પસાયતાં કે ક્ષ્રક્ષ, ધામ કે ઢોરો દે છે;
જંગમ મીલકત કાંક, દેહને જીવ ભમે છે.
પછી પસ્તાવો બહુ કરી, પાછુ લેવા ચ્હાય છે;
પાપ વલ્લભ કહે તેહને, સતકોટી ઘણું થાયછે.

છપો ૨૧૩

ઢીલમદો દાતાર, પાર પાડે ન કદાપી;
કરે પુન્યમાં વાર, શેકીને વાવે પાપી;
તરછોડી દે ધાન, જુઓ તે દાતા કેવો;
શોમ થકી પણ નીચ, જાણવો પલીત જેવો.
દાતા ઢીલો વલ્લભ કહે, દાન કરે બહુ દુખથી;
દાતારથી ભલો શોમ તે, હા ના કહિ દે મુખથી.

છપો ૨૧૪

અવજસીયા દાતાર, પ્રથમ તે બહુ જસ લેતા;
મ્હો માગ્યા મુખવાસ; નીર માગે દુધ દેતા,
કરે નિત્ય સેવાય, થાય તે હરીજન સાચો;
સહુ દીવસ લઇ જશ, પડે પાછળથી કાચો.
પહેલું કરયું ધુળ મેળવે, પુંઠ વાંધા પાડી ઘણા;
કહે વલ્લભ આ ગુણ છે, અપજશીયા દાતા તણા.

છપો ૨૧૫

બાળ્ય સુભનું દ્રવ્ય, પરમારથ કામ ન લાગ્યું;
બાળ્ય સુંભનું ધામ, નહી દે કોને માગ્યું;
બાળ્ય સુંભનો હાથ, દાન તેથી નવ આપે;
બાળ્ય સુંભનું શીશ, નમાવે નહી કદાપે;
બાળો ટાંકા સુભો તણા, જળ નાંખ્યું કો કામમાં
કહે વલ્લભ આગ લાગજો, દુષ્ટ જનોના દામમાં.

છપો ૨૧૬

દશાંશ હરીનો ભાગ, ન ખરચે સુધો રહીને;

સઘ ઘણું લઇ જાય, ઇશ્વર અમની થઇને;
કાંતો મુકે રોગ; વઇદ થઇ વિઠલ આવે.
ધરી તસ્કરનું રૂપ સામળો શાંટી જાવે;
શાહા થઇ નાણું ચાલશે, ઢોંગે ધુતવા મંડશે.
કહે વલ્લભ છોડશે નહીં, કાં રાજા થઇ દંડશે.

છપ્પો ૨૧૭

કાંતો આપશે પુત, તુત ઝાઝાં તે કરશે;
કચરપી બાપનું અર્થ, લઇ ગુણકા ઘર ભરશે.
કાંતો કરિ વ્હેપાર, ખોટ ખાઇને ખોશે;
મરશે મોંઘી નાર, દીકરી રાંડી રોશે.
કાં છેડેથી છુટી પડે, કાં વ્યસને લે લાગનું;
કહે વલ્લભ મુકશે નહી; હરી હરીના ભોગનું.

છપ્પો ૨૧૮

જનમી માને પેટ, જરા જગમાં ન જણાયો;
વહિ છુટે અવતાર, મનુશમાં તે ન ગણાયો;
થયો નહિ દાતાર, થયો નહિ સુરાતનમાં;
થયો નહી ધરમીષ્ટ, ગણાયો નહિ હરિ જનમાં;
ગણાયો નહી જે હુન્નરી, નહિ વિદ્યાને પંથ ચડયો;
કહે વલ્લભ તે પ્રસવીને, માને પેટ પથ્થર પડયો.

છપ્પો ૨૧૯

પશુ પક્ષીનો દેહ, થયે ગયે ઉપયોગી;
પરવતનો પાસાણ, પડે જગ થાયે ભોગી.
જીવે વ્રક્ષદે છાંય, કાંય ફળ જગને આપે;
મરયા પછી દે કાષ્ટ, શ્રેષ્ટનાં કષ્ટજ કાપે.
મીથ્યા શરીર મનુશતણું, વણ ઉપયોગી સર્વથી;
વ્યાસ વદે વેણુ ધર્મને, પુન્યવિના ખપનુ નથી.

છપ્પો ૨૨૦

ઢાંકયો ન રહે ભાણ, એતી વાદળ આભાશે;
ઢાંકયો ન રહે ચંદ્ર, કદિ તારાને પ્રકાશે.
ઢાંકયું ન રહે ભાગ્ય, વસ્ત્ર વિટાળે સીશે;
ઢાંકયો ન રહે સુર, રાય રાણો રણ વીશે.

ઢાંકયું ન રહે ચિત નારનું, વ્યસની નવ છુપે કંઇ
વલ્લભ જુએ પારખું, દાતા ઢાંકયો રહે નહીં

### બ્રાહ્મણ વીશે.

છપો ૨૨૧

ભીખને માથે ભ્રષ્ટ, કષ્ટ કોટીધા જેમાં;
આબરૂ તોરો ટેક, રહે ના રાખ્યો તેમાં.
ફરે દુરબળ વેશ, ત્યારે ચપટી નાંખે;
કરને પરાઇ વેઠ; એમ દેનારૂ ભાંખે.
ગાંડ ધુએ નહી શંખણી, તેને બા કહેવી પડે;
કહે વલ્લભ તે ભીખના, હાંલ્લાં શું શીકે ચડે.

છપો ૨૨૨

વિપ્ર તણો સુત જેહ, તેહ ભીખ પ્હેલી માગે;
પણ રાજા કે શેઠ, પાય સામો રહી લાગે.
સરવ કહે મ્હારાજ, મહીપતનાથી મ્હોટો;
હોય વળી વીદ્યાય, પછી શો તેને તોટો.
ધન્ય અવતાર બ્રાહ્મણ તણો, એ દેહને શું દુખ છે.
કહે વલ્લભ જો વાણીયા ભીખ તેને શી ભુખ છે.

### વૈષ્ણવ વીશે.

છપો ૨૨૩

ધરી વૈષ્ણવી વેશ, કહે શ્રી કૃષ્ણજ કપટી;
ગણે સાધુ કે વિપ્ર, તેહને નાપે ચપટી.
માળા ઝાલી હાથ, દેવના દરશન કરતો
પુન્ય વિના પાપીષ્ટ, ફાંકડો ફંદે ફરતો;.
કાંઇ કોઇને દીધું નહી, તે જન તરછટ તુતિયો;
કહે વલ્લભ તે ભક્તને, માથે જમની જુતિયો.

છપો ૨૨૪

વિપ્રજ વિષ્ણુ રૂપ, વૈષ્ણવે તેહ ન પાળ્યા;
ન સેવ્યા સીધ સંત, પુન્યના પંથ પ્રજાળ્યા.
કંઠી બાંધી કોટ, દોટ ડેરામાં મુકે;
ગણે ગુરૂને શ્રેષ્ટ, બ્રહ્માની નીવા ભુકે.
ટીલુ ત્રણ ગજ તાણીને, તીરથ યાત્રા કરતો ફરે;

મઉ બ્રાહ્મણુ સેવ્યા વીના, વ્યાસ વદે છે નહિ તરે.

છપ્પો ૨૨૫

સોનાનો જ્યાં પાક, હોય ત્યાં સોનું સોંઘુ;
પરદેશ મધ્યે જાય, થાય મ્હા મુલે મોંઘુ;
ઘરમાં દેવસ્થાન હોય, તેથી નવ હરખે;
આઘાનો મ્હા મોહ, જઇને આવે નરખે.
ગંગા મુકી દે દેશની દુરની ગંગા ન્હાય છે.
પ્હેલુ પરખે નહી મુરખા, પાછળથી પસ્તાય છે.

છપ્પો ૨૨૬

વિના વિપ્ર કો જાત, બોધ આપે સરવેને;
વેદ ગ્નાન દે આપ. પાપ લાગે શીર તેને.
જેના કુળનો ધરમ, કર્મ તો કાંડ બતાવે;
શુદ્ર જાત આચાર્ય, થાય તો નરકે જાવે;
શુદ્રો નમાવે વિપ્રને, પાપે પંડ ભરાય છે,
કહે વલ્લભ વિપ્રો નમે, તે પણુ નરકે જાય છે

ઢોંગી વીશે.

છપ્પો ૨૨૭

ગ્નાન વણુ ગાણું ગાય, કુદે બહુ ઘાટે ગાજી;
કહે કથા પુરાણુ, લોકને કરવા રાજી.
ચંદન ચરચી ભાળ, ચલાવે ચાલો ચટકા;
વદે વિહારી વાણુ, કરે લ્હેકાને લટકા.
વણુ ટીંખળે ટીંખળા કરે જાદુગર થૈ જાય છે.
કહે વલ્લભ ધીક લોકને, ધુતાને વશ થાય છે.

છપ્પો ૨૨૮

મુરખને દે માન્ય, દ્રવ્ય ઢોંગીને આપે;
ઉંચાને દે ગાળ, નિચને ગુરૂ થાપે;
શુભ ઠેકાણે સોમ, અસુભે નાણુ કાડે;
સાળી પ્હેરે ચીર, બેન આંસુડાં પાડે.
કીમિયો જાદુ કીરતી કરે તેને સૌ જગ ન્હાય છે;
કહે વલ્લભ કળીયુગમાં, પાખંડી પુજાય છે.

છપ્પો ૨૨૯

હુરીજનનો દેશ, ખબર શી સુભ ખોટાની;
સરખી કીંમત થાય, જ્હાય નાના મોટાની.
ભાજી પાન પકવાન, ભાવ સરખે સૌ બોલે;
કાગ હંસ ખર ગાય, ગણે તે એકજ તોલે.
દેવ દૈત જાણે જોડના, સુભ અશુભ એકજ ગણે;
સત્ય સમાગમ કીધા વિના, મુંઢ રહ્યા વલ્લભ ભણે

હરી ભજનમાં ભંગ પાડવા વિશે.

છપ્પો ૨૩૦

હરી નામમાં ભંગ, પડાવા પાડે તાળી;
મીથ્યા કરે બોબાટ, હશે બહુ ધુળ ઉછાળી.
ઢાળે પરનો પાથ, આપ સતીયો થૈ બેસે;
છેડા સાંધણ માટ, સોડમાં સૌની પેસે,
કાંકરી ચાળો ચલાવિને ખાયે ઠબકા ઠોકરો;
કહે વલ્લભ આ ગુણથી, હોય છીનકીનો છોકરો.

છપ્પો ૨૩૧

વામાનું જ્યાં વૃદ, જઇ ત્યાં કો નર બેસે;
ધારી કુડાં કરમ, છેક સોડચોમાં પેસે.
ચાતુરીનાં ચેન, ચલાવે ખુબ ચલાખી;
થાય ન કારજ કાય, પાપ લે ભુંડું ખાખી.
વલ્લભ કહે વનિતા કને, દુર ભાષણ ગોખે ઘણાં;
સ્ત્રી સંગ બેસે બાયલા, કાં લક્ષણ લુચ્ચા તણા.

કુંડળીયા*

કુંડળીઓ ૧

ટક્કા તેરા નાહી હે. કાંસે લાયા સાથ;
માઇ પેટ પેદા હુઆ, તબ થે ખાલી હાથ.
તબથે ખાલી હાથ, નાથને બડા બનાયા,
કછુ ન દીયા દાન, માનમેં જન્મ ગુમાયા.
કહે કવીજન વ્યાસ, કયાસ તું કરલે પક્કા;
સમજ સમજ ગુમાર, નહી હે તેરા ટક્કા.

કુંડળીઓ ૨

પૈસા પૈસા કયા કરે, પૈસા હે ગુલામ;
સંગ કછુ નહિ આયગા, પડા રહેગા ઠામ;
પડા રહેગા ઠામ, દામસે દુનીયાં ડુબી;
કૈસા લગીયા મોહ, ખુદાકી એહી ખુબી;
કહેત વલ્ભરામ, જાયગા આયા એસા;
ખા પી રહેના ખુશ, પાપસે મત કર પૈસા.

કુંડળીઓ ૩

તેરે શીરપર મ્હોત હે, કલ્લ આજ ઓર અબ;
કર લે કરતા હોય સો, પીછુ કરેગા કબ;
પીછુ કરેગા કબ, તબ સંગ નહી દેણેકા;
ધામ દામ કે નામ, સબી યાંહી રેણેકા;
કહેત વલ્લભરામ, પડત ફાંસટ કે ફેરે;
સમજ સોમ ગુમાર, મ્હોત હે શીરપર તેરે.

કુંડળીઓ. ૪

કાયા કચ્ચા કુંભ હે, છોડ ગરવ ગુમાન;
આયા એસા જાયગા નહિ સમજે નાદાન.
નહિ સમજે નાદાન, શાન શુદ્ધિ સબ ભુલા;
બેટેકા ગુલામ, દામકી ખાતર ફુલા;
કહેત વલ્ભરામ, દુર કર મમતા માયા;
જરૂર જાયગા જીવ, મીલે મટીમે કાયા.

કુંડળીઓ ૫

ચમડી કયું ચુંથાવતા, ભર ભરકે ભંડાર;
પીછુ માલી ખાયગા; જબ લે હીસ્સેદાર;
જબ લે હીસ્સેદાર, યાર તુમ સમજો મેરા;
પડા રહેગા સબ, હોયગા જંગલ ડેરા.
ખા પી ઔર ખીલાવ, સંગ નહિ દેવે દમડા;
કહેત વલ્લભરામ, કયુંકુ ચુથાવત ચમડી.

કુંડળીઓ. ૬

મેરા મેરા કયા કરે, તેરા નહિ તલભાર;
સબી છોડકે જાયગા, પુત્ર નાર પરિવાર.

પુત્ર નાર પરીવાર, ચાર ઘડિકા સુપના;
અર્થ ઓર ઘરબાર, ઉસને કુછ નહી અપના;
મુમત માયા મોહ, કાળકી જાળે ઘેરા,
કહેત વલ્લભરામ, કાયકુ કહેતા મેરા.

કુંડળીઓ ૭

જુઠી માયા જાનકે, દીલસે કરદે દુર;
કંજુસે કરકે બડી, દર્શાતા નીચ નુર
દર્શાતા નીચ નુર, ઉર બીચાર ન આતા;
કરતાહે સંચીત વીત, વહી કુધર જાતા.
છેવટ જમકે હાથ, જાયગા ચાંશે ઉઠી;
કહેત વલ્ભરામ, જાન લે માયા જુઠી.

કુંડળીઓ ૮

અંતર ઉલટ હોત હે. કુછ કરૂ મેં દાન
કલજુગ જીવ ભમાવતો, સો ભુલત હે ભાન,
સો ભુલતહે ભાન, ધ્યાન માયા મેં લગતા;
બોધ સુન જબ પ્રેમ, ઘડી પીછે મન ભમતા.
લગજાતી જંજાળ, ગુરૂકા ભુલે મંતર;
કહેત વલ્લમરામ, ફીરે સબ ઉલટ અંતર;

કુંડળીઓ. ૯

મચ્છી ન્હાતી નીરમે, રહે રાત ઓર દીન;
એસા ન્હાતા આદમી, પ્રભુ ધ્યાન પુન્ય બીન
પ્રભુ ધ્યાન પુન્ય બિન, બિનકી માફક માનો;
ફોકટ ફળ ના હોય, જ્યું જળ જંતુ જાનો;
કહેત વલ્ભરામ, હરામી એ નહિ અચ્છી;
પાપ કહો કબ જાત; નીરમે ન્હાતી મચ્છી.

કુંડળીઓ ૧૦

કથા સુનત સબ કાનસે, ભગત બનતહે આપ;
દાન કછુ દેવે નહી. જબ કયુ જાવે પાપ.
જબ કયું જાવે પાપ, જાપ જપ કર કરે ટીકા
જ્યું લુણ બીન અનાજ, દાન બીન ભજન ફીકા
દયા દીનતા દાન, પકડ કર છોડે તથ્થા;

કહેત વલ્લભરામ, જબી ફળ દેવે કથથા.

કુંડળીઓ ૧૧

ગ્યાન ધ્યાન કે દાનમે, હા કેના શો શેલ;
કબુલ કરે સબ મુખસે, કરનેકા મુસ્કેલ.
કરનેકા મુશ્કેલ, ફેલકા ફંદ ઉઠાવે;
લેણા દેણા ધંટ, જગતમે ભક્ત કેલાવે.
કરમ ધરમકા ડોળ દેખાવે જગમાં જુક્તી;
કહેત વલ્લભરામ, ઊનકી કાંહે મુક્તિ

કુંડળીઓ. ૧૨

ધક્કા ખાતા કાયકું, ફરતા દેશ વિદેશ;
કાશી જગન્નાથજી, પ્રાગવડે પરવેશ.
પ્રાગવડે પરવેશ, લેશ મથરાબી દેખા;
દ્વારકાં બિંદ્રાવન, સ્વેત બીંદુકા પેખા,
કહેત વલ્લભરામ, ધામ તરકુકા મક્કા;
કછુ ન દીયા દાન, મફતકા ખાયા ધક્કા.

કુંડળીઓ ૧૪

ખત્તા ખાયા ઢુંઢકે, નહી મિલે જગતાત;
સત્ય સંગ હુઆ બીના, સબ મીથ્યા હે બાત.
સબ મીથ્યા હે બાત, જાન જનેમારા જુઠા;
શુભ શુભ કર દાન, ખોલદે મુરખ મુઠા.
કહેત વલ્લભરામ, પ્રભુકા કાંહે પત્તા;
દાન દયા ઓર દીન, તીન બીન ખાયા ખત્તા.

કુંડળીઓ ૧૪

સચ્ચા હીરા છોડકે, પથ્થર પ્રોયા ચીત;
જન્મ ગુમાયા ઢુઢને, હુઆ અંધા ભીત.
હુઆ અંધા ભીત, વીત ખાતર ભટકાતા;
કરી હરામી કામ, પાપસે પેસા લાતા.
કહેત વલ્લભરામ, બુઢાપા આયા બચ્ચા;
અબ તો સમજ ગુમાર, હરી હે હીરા સચ્ચા.

કુંડળીઓ ૧૫

કહેણી પણ રેણિ નહિ કહેત મૂઢ અજાણ;

પુરવ બાત પીછાનતા, સો નર હે પાશાંણુ
પણુ સમજો પાસાંણુ, ઉર બીન હોઠ ન આવે;
રેચક ગોળી બીન, ઉલટી ક્ષીસ્તરે લાવે.
ગોળી રૂપી ગ્નાન, સમજ કર પકડે રેણુી
કહેત વલ્લભરામ, જબી મુખ કહેવે કેણુી.

કુંડળીઓ ૧૬

બુરા લગતા સબકું, બોધ કરૂ જબ બ્હોત;
એસા હરામખોરકું, કયહું ન આયા મ્હોત.
કયહુ ન આયા મ્હોત, હોત ગદ્ધા કે ઘોડા.
જબતો તાનત ભાર, તોય ભલા હોય થોડા.
બ્હેક બાતમે ખુશ, બડા એ પાપી પુરા;
કહે કવીજન બ્યાસ, સબકુ લગતા બુરા.

કુંડળીઓ ૧૭

કપટે કરતા કાયકુ, જર જોડણુ કે માટ;
સંગ તેરે નહી આયગા, ગરથ ઘરેણા ઘાટ.
ગરથ ઘરેણા ઘાટ, ઠાઠશે ઠગાઇ ખાતા;
રામ ન રહે દામ, ઠામ આયા યું જાતા.
કહેત વલ્લભરામ, રહ્યા મોહમે લપટાઇ;
બાસ નરકકા હોય, છોડદે કુડ કપટાઇ.

કુંડળીઓ ૧૮

ગદ્ધાકુ ગ્નાની મીલા, સુન બે ગદ્ધા ગ્નાંન;
કબુ બ્હોત નહીં બોલના, મત હોના મસ્તાન.
મત હોના મસ્તાન, ભાન રખકે ચલ સીધા;
ડફણુ પડત દોચાર, તોયે તું આપ ન બીધા
સુનત વલ્લભરામ, કહે ખેર સુધરે બદ્ધા;
તો કયા મેરી જાત, કયહું કહેવાવું ગધ્ધા.

કુંડળીઓ ૧૯

પક્કા ગુન હે પાનકા, બુઢા હોય જુવાન;
ખાવે ખુજર આમરા, સીંધ દેશ મુલતાંન.
સીંધ દેશ મુલતાન, બંગાલા બે ઇમાની;
મારવાડ ઓર ચીન, કાશી કે હીંદુસ્તાની.

ઓહી લગાવત પ્રીત, પડાવે ઓહી નકકા.
કહેત વલ્ભરામ પાનકા ગુરૂ હે પક્કા.

કુંડળીઓ ૨૦.

સોપારી જગમે બડી, ખાવે સબ નરનાર;
પાંચન કીરતી પેટમે, નીકાલે બોખાર;
નીકાલે બોખાર, કોન કહે ઉનકુ બુરી,
કથા ચુના પાન, પટીમે ડારો ચુરી.
જળ મુખ હોએ લાલ, ગાલ ભર ચૈએ સુપારી;
કહેત વલ્ભરામ, ચ્હાય સબ જગ નરનારી.

કુંડળીઓ ૨૧

તીન લોક બ્રહ્માડમેં, સુપારી સમશેર;
બ્રહ્મા વીષ્ણુ ચ્હાતહે, ઇંદ્ર ચંદ્ર કુબેર.
ઇંદ્ર ચંદ્ર કુબેર, ચાહત સરીતા શીવ શક્તી;
શબ સુપારી બીન, હોતહે નીરફ઼ળ ભક્તી.
હોમ યગ્ન કર યાગ, સુપારી ચૈયે પ્હેલી;
કહેત વલ્લભરામ, દેખત શબ શ્રષ્ટી દહેલી

કુંડળિઓ ૨૨

કહત જગતકે લોક, સુપારી કરતી બ્યાધી;
હોતા હે ખઇ રોગ, પીંડમેં પડત ઉપાધી.
કરતી કલેજે કફ઼, બાત કે તે સોઇ સચી;
હુંડા એક ઉપાય, સુપારી મત ખા કાચી.
અગ્નીમેં સેકલાવ, હોય સબ રોગી નીરોગી;
કહેત વલ્લભરામ, સુપારી લો સબ ભોગી

કુંડળીઓ ૨૩

પટી બનાદો પાનકી, કથા ચુના લગાય;
ફોલી ડારો એલચી, તંબાકુ મીલાય;
તંબાકુ મીલાય, જાયફ઼ળ અંદર ડારો;
જાવંત્રી તજ લુજ, સુપારી સાફ઼ સમારો;
ખિલાવ પછે ખાવ, હોય દોસ્તી સીર સટી;
કહેત વલ્લભરામ, બનાદો પાનકી પટી.

કુંડળીઓ ૨૪

બડીહે જગમે નારીયાં, ઉનસેં સબ સંસાર,
જીનકે ઘર નારી નહી, ઉનકા કયા પતીઆર.,
ઉનકા કયા પતીઆર, જાર કરમી સબ જાને;
નારી બીન નર જેહ, તેહ પર દીલ ન માને.
ચલે નહી વ્હેવાર, કરમકી ખોડ પડી હે;
કહેત વલ્લભરામ, જગતમેં નાર બડી હે.

કુંડળીઓ ૨૫

ખુબી ખુદાકી ખુબ હે. સરજાયા સંસાર;
શ્રષ્ટી વૃદ્ધિ કારને બનાઇ નાજુક નાર.
બનાઇ નાજુક નાર, રૂપકા ભરીઆ કુંડા;
ખાન પાન સબ સુખ, દીયે નર હોવે ઠંડા.
ઇંદ્ર ચંદ્ર બ્રહ્માય, રહ્યા દારામાં ડુબી.
કહેત કવીજન વ્યાસ, ખુબ ખુદાકી ખુબી.

દેશી ભાષાના કુડળીયા.

કુંડળીઓ ૨૬

પાઇ ન પામે કો કદી, કરે કોટી ઉપાય;
લખ લો લોભે લપટાઇને, લંકા લેવા જાય.
લંકા લેવા જાય, બાપ ખત્તા તે ખોટા
મથેજ મળતું હોય કોયના વેઠે ટોટા,
કહેજ વલ્લભરામ, ભટકમાં ભુડા ભાઇ;
પડી પ્રભુની ટાક, ન પામે કો કદી પાઇ.

કુંડળીઓ ૨૭

પ્હેલો થાતું પુન્યમાં, કરમાં જાદે વાર;
સંગ કશું આવે નહીં, તારૂ નહી તલભાર.
તારૂ નહી તલભાર, સારશું દેખી મરતો;
સુતનો દેવાદાર, રણુ રણીઆનું ભરતો
અર્થરાજ ગુમાર, ગણાયો ગર્ધવ ઘેલો;
વલ્લભ કહે ધરમીષ્ટ, હોય તો થા તું પ્હેલો.

કુંડળીઓ ૨૮

પાત્ર જોઇ જર દિજીએ, જીભ કામે સોહાય;

કુપાત્રોને કર પડે, તો જીવ હીંસા થાય.
તો જીવ હીંસા થાય; જેમ ઢીમરને દીધો;
તેણે ગુંથી જાળ, જીવ જીવોનો લીધો.
તેમાં હીસ્સાદાર, દેનારો પુરૂવજ સાથે;
કહે છે વલ્લભરામ, દાન દયો શુભ જન હાથે.

કુંડળીઓ ૨૯

પથરો છે પીંગળ તણો, ભરમાવાનો ભાર;
કાવ્ય કરો દઇ તાળને, ગ્રહી માપ આધાર.
ગ્રહી માપ આધાર, સાર અનુભવનો ગાવો;
તર્ક શકતીમાં તાર, લક્ષ લાંબુ દોડાવો;
અક્ષર માત્રા મેળ, કરોને કોય ન થથરો;
કે' છે વલ્લભરામ, ગણો પીંપળનો પથરો.

કુડળીઓ ૩૦

કૈક કવિ કવિતા કરે, પીંગળને અભ્યાસ;
અણુ વરતે માત્રા ગણે, શબ્દ શરળના પ્રાશ
શબ્દ શરળના પ્રાસ, મેળવે જાદે જુક્તી,
તેથી શું કલ્યાણ, કહો કયાં કવીની મુક્તી.
કરે વ્હેવારી કાવ્ય, કવી તે જનને ભણુવા;
કથે જ્ઞાનનું કાવ્ય, કવીશ્વર તેને ગણુવો.

કુંડળીઓ ૩૧

સાબાશી નો દીજીએ, વિદ્યા ભણે ભરપુર;
દાન દેઇ દાતા બને દરશે દેવલ દુર.
દરશે દેવલ દુર, નુર પઇસાનું રાખે;
બાંધે ગુણીયલ ગ્રંથ, કવિતા કરીને ભાખે.
પણ ઇંદ્રિજીત હોય, હોય હરિજન આબાશી
કહે છે વલ્લભરામ, તેહને દયો શાબાશી.

કુડળીઓ. ૩૨

વાણીથી પ્રાણી સહુ, પરવારે પરખાય;
મુખ આકૃતિ જોઇને, તોપણ કીમત થાય,
તોપણ કીમત થાય, ન્હાયા ચક્ષુથી વરતો;
હીંડછાથી જણાય, પુરૂષ સારો કે નરતો

અંતર ઉંડું ગ્નાન, વિવેકે લેવું જાણી;
કહેછે વલ્લભરામ, ગુણુ જોવા જોઇ વાણી

કુંડળીઓ ૩૩

છપ્પા કીધા સૌ મળી, બશેં એકત્રીશ;
તેત્રિશ કુંડળીઆ કર્યા, મનહર છંદ ચોવીશ,
મનહર છંદ ચોવીશ. કવીત તો આઠ કર્યા છે.
ઈંદ્રવિજય છે, સાન, ત્રણશેં ત્રણ ઠર્યા છે,
સંખ્યા સઘળી એજ, સમજવા સરખા ટપા
કહે છે વલ્લભરામ, કરયા કુંડળીઆ છપ્પા;

મનોહર છંદો.*

પરાયુ તો માગી માગી, પહેરવાની રઢ લાગી
ધીક વરણાગી એવા, પોલા પૈસાદારને;
રોફ કરે તોયે પણ, હોફ ધરે દાગીનાની;
નકામી નાગાઇ કરી, દેખડાવે ચારને.
જાણે લોક ધારે મારૂ, એવું તે શોભાવે સારૂ
પણ અજાણ્યું ન રહે, સઘળા સંસારને.
કહે વ્યાસ દામ વિના, દેવાળીયો દાર થાય;
તોયે નામે લખી ન દે, દામ તે ગુમારને.

---

ચોટલીઓ ચોળા ઓળી, ધુપેલમાં રગદોળી;
પુમડાં અંતરે બોળી, ડેકારી દે કાનમાં.
ઘેરી રાખે ઘાટ ભેર, કપાવિને વાંકી ડેર;
બિનગી બનાવી કાળિ, ટીલાં તાણે તાનમાં.
અંગરખાં અંગપર, તગ પ્હેરે તાણી તોરી.
ખાસી આંબળિને કચ્ચ; મરી જાય માનમાં.
પાને ચાવી થુંક લાવી, લાલાઇ દેખાડે મ્હોડે;
વ્યાસ કહે બને ઠણે, તારૂણીના તાનમાં.

---

પહેરે પગ પાની લગી, પાટલીને ઠેસે મારીં;
ચટક ચટક ચાલે, ગુણને ગુજારવા;
તેલ મરદીને સારૂ, શરીર સફેત કરે;
નીત્ય ધોયા ધાયા થવા, ધોતીયા નીખારવા;
આડા આંખે નારી જાંખે, પ્રેમનું ભાષણ ભાખે.

હસ્તે મ્હોઢે માન્યનીમાં, ફરે રોફ મારવા;
વ્યાસ વલ્લભ કહે છે, અનુભવ અતી કીધો,
આટલાં લક્ષણ લુચ્ચા, સોદા ઢોંગી ધારવા.

---

આંખ ખુબ ખેંચાવવા, ખેંચી બાંધે ચોટલાને;
દોરડા કુચાઓ ઘાલી, અંબોડા રૂડા કરે;
કપાળના કેસ ટુંપી, પોઠે મસ મસી ગસી;
સોપારી મોંઢામાં નાંખી. ઊંચા ગાલેથી ફરે;
કાલુ બોલે, શીશ ખોલે, હાથે પટીઆંને ઓળે;
સાળુનો છેડો ઉપાડી, સાચવી શીશે ધરે,
નેન થૈડે નાક મેડે, દંત વતી હોઠ કૈડે
ઝીણું ઝાંખે આંખ વ્યાસ, કહે ઠસામાં મરે.

---

નીચું ન્યાળી પુઠ ભારી, પાટલીને ઠેસે મારી;
પાછળથી ઊંચું પ્હેરી; થોડી ચાલે ચાલતી;
હસ્તે મ્હોડે રસ્તે પળે, તાળી દૈ સખીને મળે;
પુરૂષોથી સંકોરાઇ, મમરૂબીમાં મ્હાલતી.
કુઆ કાંઠે વાતો કાઢે, છેડો કાઢી વા ઊડાડે;
અંબોડો છોડિ દેખાડે, લ્હેકો કરે તાલથી.
અંગ તંગ અર્ધ કુચ, કંચુકી વલ્લભ વદે;
આટલા લક્ષણે લુચી, ઘણાં ઘર ઘાલતી.

---

ભામની ભણાવવાથી, ભય ભારે થાશે ભાઇ;
વીદ્યાવંત વનિતાનો, મોહ કીધો નીઠીયો.
લખી વાંચીને પ્રવીણ, અને ગોરી ગુણ હીણ;
પ્રેમરસ રગતણી, વદે વાણી મીઠીયો;
પરસંગ મુખ વાત, કરવી ન પડે કદી;
છાની છપની છુપાવિ લખી આપે ચોઠીયો;
પ્રૌઢ પડપંચ પાકો, પ્રેમદાની પાસે આવે,
ભણી દુર કૃત શીખી, એવી પણ દીઠીયો,
વણ ભણી ભામનીને, ભય જમ તણો ઘણો
પત્રે વાત થાયા નહીં, મ્હોડે મળવું પડે,
તેવું મળવામાં બહુ, મુશકલ માનુનિનો
તેમ કરતાં મળે તો, કોના નજરે ચડે.

તેથી વાત માત તાત. ભ્રાતનાં જાણ્યામાં જાય;
થાય વડુ ઝ્હેર ખુણે, ધાક્કીને છાની છડે.
એટલે એ ભુલે ભુડી. બીકમાં જાય તે બુડી;
ભણેલીની વાત ઊંડી, વ્યાસ કહે ના જડે.

---

ભણાવજો ભાવ થકી, ગુણ ગોરી તણા જોઇ;
કોઇ ડર ખાશો નહી, શુદ્ધ બુદ્ધિ આપતાં;
બાળ વયવાળી નારિ, નિકળે નઠારી સારિ;
તે મર્મ જણાય નહીં, મથી મરો માપતા;
માટે છોડી મોટી થવા, દેઇને ભણાવો ભાઇ;
શાસ્ત્ર નીતી સમજાવી, કરો કુંડ કાપતાં.
તેથી લાભ થાય ઝાઝો, મ્હોટપણે પડે માજો;
વ્યાસ કહે કનિષ્ટાને, વિદ્વાનો ન થાપતા.

---

નાની ઉમરની નારિ, હોય ગુણવાન સારી;
પણ તેની સંગ યારી, કદી નવ કીજીએ;
ચાહય તો ભગની ભાવે, ચાહય શેજને સભાવે;
હશી રમીને બોલાવે, તોપણ ન રીજીએ.
ચાહય તો ખુશીનું ખાણું, ચાહય તો પૈ પૈસો નાણું.
માગે આવ્યું હોય ટાણું, તોયે પણ નવ દીજીએ.
વ્યાસ કહે હેત થકી, રમાડીએ મુખ બકી;
લોક વ્હેમ ધારે નકી, માટે મન બીજીએ,

---

અસનાઇ બાળકની, કરવામાં લાભ નહિ;
ઠેસ ઠપકોતો માથે, આવે કોઇ કાળમાં
નીચને વતાવવાથી, ઘટે ઘણો ટેક તોરો;
સેજે નિચુ જોવું પડે, નબળાની ગાળમાં.
છટકેલી સુંદરીને, હસવાથી હાની થાય;
મનના વગર કુડે, આવી જઇએ આળમાં.
કહે વ્યાસ ચોર સંગ ચોરતો ગણાવવાનાં
વણ ચોરે લાંછનતો લાગશે કપાળમાં.

---

મન મધરૂબીવાન, કોટ બુટ પાટલુન;
પ્હેરી લ્હેરી લાલ બની. સોટી રૂડી રાખતા.
ઇંગરેજી ભણી ગાણ; ઐયુવ્યારી બ્યાડ મેન;
ગોટ પેટ ગેટ પેટ, છટ છટ ભાંખતા;

બીન નોકરીએ મ્હોટા, ગવરનર બની ફરે;
જગ જીવ દુભે તેતો, શાણા જન સાંખતા.
પણ વલ્લભ કહે છે, જેહ છાકે છેક છકયા;
હરીથી ન ડરયા તેને, કાળ કુટી નાંખતા.

જગ તણા પ્રાણી તણિ, મતિ ગતી અમી ઘણિ;
કપાળે કપાળે સઉની, બુદ્ધિ તણો ફેર છે;
પણ સત્ય થાપવાને, અસત્યને કાપવાને;
કમર કશી લે કેડા, તેથી જગ જેર છે.
સવારથી વાંકુ વદે, ખરા નર ન લે રદે;
બદે ન અસુરને તો, તે મેર સમેર છે.
આપ વેઠી દુખ સુખ, કરે સહુ સજનોને;
વલ્લભ વદે તે સત્ય, વાદી સમશેર છે.

કરતા જનનુ નામ, ભાવ ભર્યાં શોધી લેજો;
વીચારીને વાંચી જોસું, ઇઆદતો આવશે.
વ્યાપક છંદમાં સાર, પરખીને લેજો યારો
સરખા અક્ષર આજ, રસનાએ ફાવશે.
વળે જીભ શબ્દ સારા, શોભાવંત ગોઠવાણા,
લક્ષણવંતા તમામ, તરકથી શોધાવશે;
ભણેલા ન ભુલે જાતે, મનમાં વીચારી વાતે.
રાજીથી નામો કરતાના, છે તે તો બતાવશે

કાવ્ય કવિ કોઇ કોઇ, મનમાં વિચારી જોઇ;
રાત દીન ખાઇ ખાઇ, રચે કૃત અપનાં;
મણ તથા પણ કરે, સુમારથી તાળ ધરે;
સુભ શબ્દે રસ ભરે, માત્રામેળ માપના;
પદ ગરબી પ્રબંધ, લાવણી ગજલ છંદ;
છપ્પા ધરીને આનંદ, બાધે આપ છાપનાં;
વ્યાસ કહે ભેળવીને, આપ કૃત ઠેરવીને;
કવી નામ ફેરવીને, ગાય તે બે બાપના.

મેર મુઆ વિછુડા તે, વેર વાળ્યું કેદાડાનું;
વણ વાંકે મન દાબી, ડંખ સીર મારીયો;
ચઢયો ચડી ચોટ દોટ, મુકી લોટપોટ કર્યો;
કર્યો જાણે જીવ એવો શો ઇરાદો ધારીયો.

જાદુવાળા કરી ચાળા, રેળો રાખ ફુક મારી
વસ્ત્ર આંબળીને મ્હોડે, બબ્ડી ઉતારીઓ.
તોહે ન ઉતર્યાં પાપી, જાણે પગ નાંખ્યા કાપી;
કહે વ્યાસ આખી રાત, બાપને પોકારિઓ.

---

ધસકની વારતામાં, ધસ્કી અત્યંત રીજે;
ઠગાઇનિ વારતામાં, ઠગ ખુશી થાય છે;
તસ્કરોનિ વારતામાં, તસ્કર આનંદ પામે;
સ્હજાદાની વારતામાં સાજાદા હરખાય છે.
ભજનમાં ભક્ત રીજે, જ્ઞાનિ જન જ્ઞાને રીજે;
વીભીચારી પ્રાણી વાણી વિહારની સ્હાય છે,
સત્ય દેખી ખુશી સતી, પણ જેની જેવિ મતિ;
થશે તેની તેવી ગતિ; વ્યાસ વાણી ગાય છે.

---

કરમ ચંડાળકા, હુ કુર કત બાત કથી;
ગુનહીણ ગપ ઠોકી, પરને દહતું હે;
તોબી જ્ઞાની ગંભીરતા, દીલ ક્લેશ ધારે નાહી;
જેશો દેહ તે શો સાંતિ, વાન તો સહુ તું હે;
સ્વાનકી માફક દુષ્ટ, ભાન ભુલ કરભશે.
કછુ કાજ હોવે નોહી, બકતા રહતું હે;
પાપ પોટલેકા આપ, સીર બોજ બ્હોત ધરે;
નિવારો ન ડરો ભાઇ, વલ્લભ કહતું હે.

---

કરી ઠાલી ઠાંસ ફાંસ, મારે કોઈ ધરમમાં;
મરમાં બોલે બહુ, બીજાનું બગાડવા;
આળ મુકે ભુડું ભુકે, ચતુરાઇ નવ ચુકે;
વ્હેરી થઇ ધારે ગોદા, વિતનો વગાડવા.
જુઠુ બોલી આપ ડોલી, ડોલાવે સરવ કોને.
ભુંડુ ભેરવે ભલાના, મનને ભમાડવા.
વ્યાસ કહે રહે એવા, પાપી દુનિઆમાં ઘણા;
પણ તેવા જનના મ્હો, આગથી લગાડવા.

---

હરી કથા જ્ઞાન બોધ, સાભળવા શુભ જાણી
ભરાઇને ભેગા થશે, ભુખ્યા હરી નામના;
તેમાં દુષ્ટ વચે પડે, લુચ્ચાઈ કરીને લડે;
અનેકને એક નડે, નવરા ન કામના.

ધરમનો પંથ રોકે, બેડો ઠાલી ગપ ઠોકે;
કઇક ઉભા રહે જાણે, અમે રાજા ગામના;
વ્યાસ કહે નરકી જીવ, કળીયુગે છાકયા છેક;
ખરૂ કહે ખાર લાવે, આખલા હરામના.

પુન્ય કે પરોપકાર, પરમારથ થતું હોય;
તેમાં પ્હેલો પ્હેલ કાડે, જાણવો દાતાર છે;
લડાઇની ચડાઇમાં, વાજીંત્રો સુર સુણી;
સઉથી પડે સુંસરો તે, સુરાનો સરદાર છે.
વસ્ત્ર શણગાર વિણે, ઉપરથી ઠાલો ઠસ્સો;
મારે તેથી જાણેવી તે છટકેલી નાર છે
વ્યાસ કહે વિશ્વાસ, આપીને વાયદા વાહે;
ધરમમાં વાર કરે, જાણવો નાદાર છે.

ભક્તપણું જગતમાં, મનાવા મંદીર પળે;
કોડી નવ રાખે, દેખાડવા વાટવા.
ટાલાં કરી માળા વરી, ગોપીચંદનને ચોળી,
જાણે જ્યાંથી ત્યાંથી દામ, લાવી ઘેર દાટવા;
ગુરૂ સાધુ વિપ્રો તણિ, શેવામાં સુંસરો દોડે;
મનથી ધારે મોદીકા, મળે મને પાટવા;
એવા ઠગ બગ ક્યાની, પાઇતો ખરચે શાનિ
વ્યાસ કહે દોડે દોટે, દડીઆ તે ચાટવા.

કઇક અતી હોશ રાખી, દાસ કાડે ડાગે ડગે;
ડોળ કરે ધરમનો, ભક્ત નામ પાડવા;
કેક ડાહ્યું ડાહ્યું બોલે. જયાને ત્યાં ડાપણુ ડોલે;
પરાઇ પંચાતો કરે, સાબાશી બહુ કાડવા.
ઘણા અંગે દાગીનાઓ, રાત દીન પ્હેરી ફરે;
હોય તેના મનમાતો શ્રસ્તાઇ દેખાડવા;
વ્યાસ કહે ડો સીખા ટીકા, પટીકાની છટા રાખે,
રોફ મારે તે રાંડોને, મોહજ લગાડવા.

ઠાલે હાથે ગંગા સ્નાન, ઠાલે હાથે ધરી ધ્યાન;
ઠાલે હાથે દેવ દર, શણે ત્યાર થાય છે.
ઠાલે હાથે ગુર તથા, ઠાલે હાથે હરી કથા;
ઠાલે હાથે જોશી મુખ, મ્હોરતને મ્હાય છે.

ઠાલે હાથે જ્ઞાનબોધ, ઠાલે હાથે વીદ્યા સોધ.
ઠાલે હાથે આશીરવાદ, માગી ગુરુ ગાય છે.
પણ શાસ્ત્રના કહ્યાથી, કહે છે વલ્લભરામ;
ઠાલે ફળ ઠાલું મીથ્યા, મ્હેનત તે જાય છે.

---

ચારૂં બેદ શાસ્ત્ર ખટ, અવર પુરાન કોઈ;
પડતહે ભાવ રખી, ખુબ ખરી ગમશે;
પાંડવકો ઇતિહાસ રામાયન રામ કેરી:
ગાવ સમજાવે બ્હોત, તાસ સુર શ્રમસે;
કોહું વદે સંસકૃત, કોહું બદે પરાકૃત;
કોહુ કોહું બદતહે, ફારસોદ દમસે:
દેખાવત ડોળ ઓર, ધરમ ચલાવે આપ;
કહે વ્યાસ બી માદે ન, દેખ્યો મન ભમશે.

---

ત્રાટક કવિત

કવિત ૧

ઢોર લાત મારશે, છટકેલી નારસે;
પ્રપંચી યારસે, પ્રીત કબુ કાળ ના જોડીએજી;
ટેક તોરા તનશે, વ્હેરી વ્હેરિ જનસે;
દાવા દુશમનશે, પ્રાન ગયા લગી ન છોડીએજી.
જાર કરમ માતકા, છીદ્ર હોય તાતકા.
કુડ કત જાતકા, પરમુખ બારતા ન ફોડીએજી;
કહેત વલ્લભરામ, અસલકો ઠામ ધામ;
બીન કામ કછુ દામ, ચલેવા તલીક નવ તોડીએજી.

---

છોટાસા બાલકુ, ગરિબ કંગાલકુ;
નીરધનો લાલકુ, આપ પેટ માટ ન રડાવીએજી;
બેટા હોય તુનકા, ગુલામ ભોવનકા;
સ્નેહ શત્રુ જનકા, એ તીનકુ મુખ ના ચડાવીએજી.
પ્રાણ તજી નારીયાં, નાર વભિચારીયા;
પેટકી કુઆરીયાં, એતનેકુ લાડ ન લડાવીએજી;
સાધુકે ધરમમેં, બ્રમ કે કરમમેં;
શામકી સરમમેં, કહે વ્યાસ ભંગ ન પડાવીએજી.

---

બકરા બકતહે, કુતરા ભસતહે;
ગર્ધવ લડતહે, પડતહે રંગમાંહી ભંગ બુરસ;

એસાઇ હરામખોર, બનત હરીકા ચોર,
જુગત કહતે ઢોર, તોહયે નાહી સમજે પાપી પુરા,
ખાવે માલી પરકી, ઇજત જાવે ઘરકી;
નાસ હોવે જરકી, તોબી નહીં કર કરમમે અધુરા.
કહેત વલ્લભરામ, કપાલમેં દેત ડામ;
બાપુકા બોળત નામ, નીરપક્ષીપર ખ્હોત હોત હેસુરા;

---

પેતકા કપુત સુત, ભોગ ભોગી અબધુત;
ભામની ભમેલ ભુલે, રાજદુતકેરા બીસબાસ નવકીજીયે,
મીઠા બોલ નારસે, જુઠા દોસદારશે;
ખડગુંકી ધારસે, રાજકા કુઆરશે, કબુએ ન રીજીયે.,
જાનવરો રાનકા, ખેડકાયા શ્વાનકા;
મરદ બેઇમાનકા, જાનકા જોખમ પાસ, પાઉતોનદીજીયે
કહેત વલ્લભરામ, દુર કર એહિ ઠામ;
જાયગોજરૂર નામ, પીછુ કામબીગડે પ્રથમ દેખલીજીએ.

---

પુન્ય કર દાને કર પ્રભુજીકો ધ્યાન ધરઃ
મુમતમે મત મર, જાયગા જોબનજર, પીછેશેપસ્તાયગા
મેરા તેરા કરકે, પરાયા જર હરકે;
ભંડાર ઘર ભરદે સબચાહિ ધરકે, તું ઠીલા ઠોઠ જાયગા.
ચેત લે મુરખ જન, ભ્રાત માત તાત તન;
સબ સુખહે સપન, ઘર ધનકી માયામે ખત્તા ખુબ ખાયગા
કહેત વલ્લભરામ, હરીકો સમર નામ;
તજદે કુથલા ઠામ, જમપુર ઠામજાકે, પાપી તું પીટાયગા.

છંદા કવીત ૧.

---

ઘણું જોર આવે, કરપીને કોડી કાડતાં;
ઘણું જોર આવે, ભુંડાઓને ગાળ ભાંડતા;
ઘણું જોર આવે, જ્ઞાની જ્ઞાનને દેખાડતાં;
ઘણું જોર આવે, ભગતોને તાળી પાડતાં.

---

છંદા કવિત ૨

ઘણું જોર આવે સુતારોને કાષ્ટ છોલતાં
ઘણું જોર આવે, ન્યાયાધીશે ન્યાય તોળતા;
ઘણું જોર આવે વ્યાસ ભક્ત પ્રભુ બોલતાં,
ઘણું જોર આવે વિદ્વાનોને વિદ્યા ખોલતાં.

છંદા કવિત ૩

ઘણું જોરે આવે, બાળ નીશાળથી છુટતાં,
ઘણું જોર આવે, ભંગાઓને ભાગ ઘુટતા;
ઘણુ જોર આવે, તસ્કરોને માલ લુટતા;
ઘણું જોર આવે, સર્વ કામનીને કુટતા.

---

ઇંદ્રવિજય છંદ.

રામ સુધામ કે ઠામ ગયે જબ,
આપકો નગ્ર સબી સંગ લીયો;
સ્વાન પડો બડો પાપીષ્ટ પુરૂષ,
બારતા સુનનેનેકુ દેહ દીયો.
રામ પુછે તોરે સીરપે કથીર,
સહસ્ર મીલો બ્હોત રૂધિર પીયો;
વલ્લભકો નાથ કહેત સાક્ષાત,
કોનસી જાત તેં કયા પાપ કીયો.

---

સ્વાન કહત સુનો તુમ રામજી,
સુધ્ધ હોકે મેને પંથ ચલાયો;
બોધ હરીકા નામકો કરકર,
જગતમે ભક્ત મ્હે આપ કેલાયો;
સુનન વાલે કથીર હુએ ઓર,
કેહણેશે, મુજકુ શ્વાન બનાયો;
વલ્લભકો નાથ બ્હોત કૃપાકર,
આપકે સરન મુને બોલાયો.

---

હડકવાવાળુ સ્વાન વસ્તી મેં
પળ્યું ને બે જણ જોયું કદાપી
તેમાંથી એક જણે બુમ પાડીને,
સરવ જીવોને સુચના આપી;
તેથી બીજે મારી વારી રાખી કહયું
કો સ્વાનનું શીશ નાખશે કાપી;
વ્યાસ કહે એમ બઉ વઢયા તેમાં,
કહો ભાઇ કોને જાણવો પાપી;

---

વિશ્વમાં વધ્યો છે વ્યાસ તણો વંસ,
કહે કથા ઘણા કોકીલા સ્વરે;

લખ્યું વાંચે ગુણ સાંચે નહી વળી;
અરથ તણા અતી અનરથ કરે;
જોડણી જોડે તોડે તાળને રાગ,
પાગળ પોથીમાં ધ્યાન ન ધરે;
પેટ માટે પડપંચ કરે બહુ,
વલ્લભ કે કે વળી ફાંકડા ફરે.

---

કો ગુણી વ્યાસનું જ્ઞાન જોઇ,
આપ ગુણી કેવરાવવા ચ્હાયે;
કો કવીનુ કરેલું કૃત લાવીને,
પોતાનું નામ ઘાલીનેજ ગાયે,
તે મન ફાવે તો ફેરવીને જરા,
કૃત કરયુ મેં બતાવવા જીયે;
ધીકાર છે તેવા વ્યાસ કવીજન;
વલ્લભ કે છાનુ રે ન જરાયે;

---

તાત તણા મુજ ભ્રાત તણા બહુ,
શીષ્ય રૂપી સુત છે જગ વીશે;
જાત તણા ઘણા મણા રહી નહી,
ભણ્યા ન ગણ્યા થવું વ્યાસ શીશે;
રિતી જાણી નહી નીતી આણી નહી,
જ્ઞાન વીના કરે ડોળ અતીશે;
વલ્લભ વદેછે નામ લજાવણ,
એક બેહાલ જરા ઠીક દીસે.

---

કેક કુમતી ભરેલા છે શીષ્યતે,
લીલે લીલુ ભભકામાંજ ભાળે,
દોરા ચીઠી જગ જાદુથી ધુતવા;
કરે કાળી બીનગીયો કપાળે;
પ્રપંચ પાપથી પ્રેમદા છેતરે;
કુકૃતથી ઠામ સરવનો ટાળે;
વ્યાસ કે વીસ્વ ન માનો વીના ગુણ
એક અનેક તણા બીજ બાળે.

સમાપ્ત.

